નહેરુ બાલ-પુસ્તકાલય

# યુગ યુગની કથાઓ

(પુરાણોમાંથી કથાઓ)

**શાંતા રંગાચારી**

ચિત્રો

**પી. ખેમરાજ**

અનુવાદિકા

**ભારતી વૈદ્ય**






નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા



ISBN 81-237-2078-5

પહેલી આવૃત્તિ 1972 (*શક 1894*)
બીજી આવૃત્તિ 1989 (*શક 1912*)
પુનર્મુદ્રણ 1997 (*શક 1918*)

Tales for All Times (*Gujarati*)

**રૂ. 7.50**

પ્રકાશક : નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા,
એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી-110 016



## યમસાવિત્રી સંવાદ

રાજકુંવરી સાવિત્રી પિતા સામે ઊભી હતી. એના સુંદર ચહેરા પર દઢાગ્રહની રેખા સ્પષ્ટ હતી. કુંવરી ભલે દૂબળીપાતળી હોય પણ એક વાર એક વાત મનમાં લીધી તો છોડે નહીં એવી આગ્રહી હતી. અને રાજા જાણતા હતા કે, પુત્રીના આવા આગ્રહ સામે એમનું કંઈ ચાલવાનું નથી.

"પિતાજી, તમે જ કહ્યું હતું કે હું મારા પતિની પસંદગી કરી શકું છું, યાદ છે? હવે તમે ફરી જાવ છો." સાવિત્રીએ કહ્યું.

રાજા કંઈ જવાબ આપે તે પહેલાં નારદ મુનિ પિતાપુત્રી વચ્ચેની વાતમાં વચ્ચે પડયા, "પણ બેટા, તારા પિતા પોતાનું વચન ક્યાં પાછું ખેંચી રહ્યા છે? તું સત્યવાનને પરણવા માગે છે ને? એટલે સત્યવાન વિષે તેઓ મારી પાસે કંઈક જાણવા માગે છે. બસ, એટલી જ વાત છે. હું તેમને વાત કરી રહ્યો હતો ત્યારે એમને થયું કે તું પણ આ વાત સાંભળે તો સારું. એટલે એમણે તને બોલાવી."

"તમે શું કહી રહ્યા હતા?" સાવિત્રીએ નારદજીને પૂછ્યું.

સાવિત્રી જાણતી હતી કે નારદજી સાથે સંભાળીને વાત કરવી પડશે. કારણ કે પોતે ચતુર હતી તો નારદજી એનાથી વધુ ચતુર હતા. તેઓ દેવોના અને મૃત્યુ-લોકના માનવીઓના મિત્ર અને સલાહકાર હતા. તેઓ જે કરતા તે સહુના સારા માટે જ કરતા. તેમ છતાં કેટલીક વાર લોકોને શરૂ શરૂમાં એમનું કાર્ય અણગમતું થઈ પડતું. નારદજી ખૂબ જ ચતુર હતા, ભલભલાને કાન પકડાવે એવા. સાવિત્રીને તેમના પ્રત્યે આદરભાવ હતો.

નારદજીએ વાત શરૂ કરી, "તું સત્યવાનને ચાહે છે ને? એ સત્યવાન ઊંચા કુળનો રાજકુમાર છે, બહુ લાયક યુવાન છે, એનું નામ સાર્થક છે; કારણ કે એ સત્ય જ બોલે છે. એ ઘણો બુદ્ધિશાળી અને હિંમતવાન છે. એના વૃદ્ધ પિતા આંધળા છે. દગાબાજ કુટુંબીજને દગાથી એમની ગાદી પચાવી પાડી છે. પોતાના બાપની પણ સત્યવાન બહુ નિષ્ઠાથી ચાકરી કરે છે. એ આજ્ઞાંકિત પુત્ર છે. રાજકુમાર હોવા છતાં એને જંગલમાં રહેવું પડે છે અને લાકડાં કાપવાનું કામ કરવું પડે છે."

"આ બધી વાત હું જાણું છું." સાવિત્રીએ કહ્યું.

"તું કદાચ આથી વધારે પણ જાણતી હોઈશ." નારદજીએ જાણવા ખાતર પૂછ્યું.

"તમે આથી વધારે શું જાણો છો તેની ઉપર આધાર છે." સાવિત્રીએ કહ્યું.

નારદજી હસ્યા. એમણે વિચાર્યું, "આ છોકરી! આ છોકરી સમજે છે, ચતુરાઈમાં એ મને હરાવી જશે."

"તું નથી જાણતી એવી એક વાત હું જાણું છું, અને એ જ વાત હું તારા પિતાને કહી રહ્યો હતો."

"શું? કે આજથી એક વર્ષે સત્યવાનનું મૃત્યુ નિશ્ચિત છે. એ જ ને?" સાવિત્રીએ શાંતિથી પૂછ્યું.

સાવિત્રીએ જે શાંતિ અને હિંમતથી આ વાત ઉચ્ચારી એ જોઈ એના પિતા તથા નારદજી ઠરી જ ગયા.

"અને તે છતાં તું એની સાથે લગ્ન કરવા માગે છે?" એના પિતાએ કંપતા અવાજે પૂછ્યું.

"તને આ વાતની ખબર શી રીતે પડી?" નારદજીએ સાવિત્રીને પૂછ્યું. "તું એનાં માતાપિતાને મળી હોઈશ."

"હા, એની મા અત્યંત ધાર્મિક વૃત્તિવાળી છે. એણે જ મને આ વાત કરી છે. સત્યવાનના જન્મસમયે એની કુંડળી બનાવનાર બ્રાહ્મણોએ આવી ભવિષ્યવાણી કરી છે. પણ સત્યવાન પોતે આ વાત નથી જાણતો. ફક્ત માબાપ જાણે છે. એમના મન પર એને લીધે બોજો પણ ખૂબ જ રહે છે."

"સાવિત્રી, સત્યવાનની સાથે લગ્ન કરીશ તો તારું ભાવિ શું છે એ તું બરાબર સમજે છે?" નારદજીના મનમાં હવે સાવિત્રી પ્રત્યે માનની ભાવના જાગી હતી. એમણે સાવિત્રી સાથે સ્પષ્ટ વાત કરવા માંડી.

"હા." સાવિત્રીએ એ જ હિંમતથી કહ્યું.

"તને બીક નથી લાગતી?"

"બીક નહીં, દુઃખ જરૂર થાય છે." સાવિત્રીએ કહ્યું. "જ્યોતિષીઓ ગણતરી કરી કરીને તારા અને ગ્રહની સ્થિતિ નક્કી કરે, એનાથી જ માનવીનું જીવનમૃત્યુ નક્કી થતું નથી, એમ હું માનું છું. માનવીઓ પણ એકબીજાના જીવન પર અસર કરે છે. હું સત્યવાન સાથે લગ્ન કરું તો મારા ભાવિની અસર એના ભાવિ પર જરૂર પડે. અને એમ થાય તો શું બને એ કેમ કહી શકાય? બનવા-જોગ છે, એ રીતે ભાવિને ટાળી પણ શકાય."

"અશ્વપતિ, આ લગ્ન માટે હવે હા-ના કરવાની જરૂર જ નથી. તમારી પુત્રીની સગાઈની તૈયારી કરવા માંડો." નારદજીએ કહ્યું, અને તેઓ જવાની તૈયારી કરવા લાગ્યા. સાવિત્રી તેમની રજા લેવા ઊઠી. નારદજીએ હસીને તેને કહ્યું, "રાજકુંવરી, હું તો એક બ્રહ્મચારી છું. પણ હું સદા તારે માટે પ્રાર્થના કરતો રહીશ. તારી હિંમત સત્યવાનનું કવચ બની રહો એ જ પ્રાર્થના છે."

સાવિત્રી નારદજીને પગે લાગી ચાલી ગઈ. તેને જતી જોઈ રાજા અશ્વપતિએ ઘેરો નિઃશ્વાસ નાખ્યો, "સાવિત્રી છોકરો થઈને જન્મી હોત તો કેવું સારું થાત! એક સ્ત્રીના હિસાબે એ ઘણી ચતુર અને બુદ્ધિશાળી છે. એની ચપળ બુદ્ધિ એને જ ભારે પડશે."



નારદજીએ અશ્વપતિના આ શબ્દો સાંભળી કહ્યું, "સ્ત્રીને પણ બુદ્ધિની જરૂર તો પડે જ, અને સાવિત્રીને તો એની ખાસ જરૂર પડશે. લાકડાં કાપવાનું કામ કરતા પતિ, આંધળા સસરા અને ધર્મિષ્ઠ સાસુ સાથે જંગલમાં રહેવાને ટેવાઈ જવામાં એણે બુદ્ધિની મદદ લેવી જ પડશે."

પણ નારદજીની આ વાત ખોટી નીકળી. સાવિત્રીને જંગલનું જીવન જરાય ત્રાસદાયક ન લાગ્યું. સત્યવાન સાથેનું એનું લગ્નજીવન અત્યંત સુખમય નીવડ્યું. વળી જંગલમાં એ વધુ આઝાદ હતી. મહેલ કરતાંય જંગલમાં એને મઝા પડતી. સવારે આંખ ઊઘડતાં જ પક્ષીનો મધુરો કલરવ સંભળાતો, વાછરડાંને માટે ભાંભરતી ગાયનો અવાજ પણ એને ગમતો. માતાપિતાથી છૂટા પડવાનું દુઃખ પણ સાસુ-સસરાનો પ્રેમ જોતાં ભુલાઈ જતું. પ્રાર્થના અને તપોમય જીવનનો રાહ એ સાસુ-સસરા પાસે શીખી. આમ જ્ઞાનપ્રાપ્તિ, સુખ અને આઝાદીના વાતાવરણમાં સાવિત્રીનું જીવન ઘડાવા લાગ્યું.

સાસુ-સસરાની જેમ સાવિત્રી પણ સત્યવાનના ભાવિની વાત છુપાવી રાખવા પ્રયત્ન કરતી, પણ એના કારણે એ ખૂબ ચિંતિત રહેતી

પણ દિવસો પસાર થતા ગયા અને છેવટે એ દિવસ પણ આવી લાગ્યો. હંમેશની જેમ પક્ષીઓ કલરવ કરતાં હતાં, ગાયો ભાંભરી ભાંભરીને પોતાનાં વાછરડાંઓને બોલાવતી હતી, સત્યવાનનાં માતાપિતા પણ ચિંતિત ભાવે પોતપોતાના કામે લાગ્યા હતા. વખતોવખત એમની નજર પોતાના એકના એક પુત્ર તરફ વળતી. માતાપિતાની પ્યારભરી નજરમાં પણ તેમની ચિંતા છૂપી રહેતી ન હતી. સાવિત્રી તેમની તરફ જોવાની હિંમત કરી શકતી ન હતી. સાવિત્રી પણ પોતાના કામે લાગી હતી.

સત્યવાન લાકડાં કાપવા જંગલમાં જવા તૈયાર થયો એટલે સાવિત્રી પણ પોતાનું કામ છોડી ઊઠી.

"હું પણ તમારી સાથે આવું છું." એણે સત્યવાનને કહ્યું.

"કેમ, સાવિત્રી? આજકાલ એટલી ગરમી છે અને સૂરજ એવો તપે છે કે ન આવે તો સારું. એમાં વળી તને જંગલમાં આમતેમ ફરવાની ટેવ છે. દર વખતે પછી મારે તને શોધવા નીકળવું પડે છે."

"આજે હું એક ઠેકાણે બેસી જ રહીશ." સાવિત્રીએ હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

એકાએક સત્યવાનની માએ કહ્યું, "બેટા, આવવા દે સાવિત્રીને. શું વાંધો છે?"

સત્યવાને મજાક કરતાં કહ્યું, "મા, સવારનો વખત વહુને આઘી ટાળીને શાંતિ રાખવા માગે છે, ખરું ને?"

"ના, હું તો મારા દીકરાને પોતાની પત્નીને વહાલ કરતાં શીખવવા માગું છું. બિચારીને અહીં શું સુખ છે બીજું?" માએ જવાબ દીધો.



"વાહ, તું તો ખરી છે. આ રીતના વહાલનો શો ફાયદો?" સત્યવાનને એને ચીઢવવાની મઝા પડતી હતી. "હું તો એને હીરામોતીના દાગીને મઢી દેવા ઇચ્છું છું. જંગલમાં સાથે લઈ જાઉં એટલાથી મારી ઇચ્છા થોડી જ સંતોષાય!"

સાવિત્રીએ પોતાનું દુઃખ દબાવીને હસતાં કહ્યું, "હીરામોતીના દાગીને મઢી દેવી છે ને? ભલે. પણ આજે તો મારે જંગલમાં આવવું જ છે. હું દાગીનાના બદલામાં આજે આટલાથી માની લઈશ. પણ વચન આપો કે મને આગળ ઉપર હીરામોતીના દાગીનાની ભેટ આપશો. ભવિષ્યમાં હું જરૂર લઈશ."

આમ હસતાં-રમતાં સત્યવાન અને સાવિત્રી જંગલ ભણી ચાલ્યાં. સત્યવાન માતાપિતાને પ્રણામ કરીને નીકળ્યો ત્યારે કેટલીય વાર સુધી તેઓ એને જોતાં જ રહ્યાં. પણ સાવિત્રીએ જાણે જોયું જ ન હોય એવો દેખાવ કર્યો. કદાચ આંખમાંથી આંસુ નીકળી આવે અને સત્યવાનનું ધ્યાન પડે તો, એ બીકે સાવિત્રીએ માતાપિતા તરફ ધ્યાન ન આપ્યું. "આજે મારે હિંમતથી કામ લેવાનું છે. મિત્રો, બ્રાહ્મણો અને નારદજીના આશીર્વાદ — એ સર્વેની પ્રાર્થના તો મારા કલ્યાણ માટે છે જ. પણ કામ તો મારે કરવાનું છે."

જંગલમાં જઈને સત્યવાને પહેલાં તો કયું ઝાડ કાપવું એ નક્કી કર્યું અને પછી કામે લાગ્યો. સાવિત્રીએ ધાર્યું હતું કે સાપ કે કોઈ જંગલી પશુ એના પતિના મૃત્યુનું નિમિત્ત બનશે, કાં સાપ ડસે અથવા કોઈ પશુ આવીને ફાડી ખાય અને એ રીતે મૃત્યુ આવશે એવી એની ધારણા હતી. એટલે એ પાસે બેઠી બેઠી સાપ કે જંગલી પશુ જોવા આમ તેમ નજર રાખતી હતી. પણ એવું કંઈ બન્યું નહીં. સત્યવાને કુહાડી ઉઠાવી. એ થડ પર પ્રહાર કરવા જતો હતો ત્યાં એકદમ સાવિત્રી તરફ ફર્યો અને માથું પકડી લથડતા પગે એની પાસે આવીને કહેવા લાગ્યો, "માથું બહુ જ દુઃખે છે." આટલું કહેતામાં તો એ બેભાન થઈને ઢળી પડયો.

સાવિત્રીએ સત્યવાનનું માથું પોતાના ખોળામાં લીધું. એણે કોઈ મદદ કરે એમ હોય તો જોવા આસપાસ નજર કરી, પણ જંગલમાં કોણ હોય!



સત્યવાન બેભાન થઈને ઢળી પડતાં સાવિત્રીને પળવાર તો કંઈ સૂઝયું નહીં.

એકાએક એને એવો ભાસ થયો કે કોઈએ સૂર્યને ઢાંકી દીધો છે, પોતાના ચહેરા પર એનો પડછાયો પડે છે. અને એ પડછાયો સામે ઊભો છે. એ પડછાયો નીચો નમ્યો અને એક પળ એણે કાળો હાથ સત્યવાન-ના ગળા પર મૂકયો. સાવિત્રીએ ઊંચે જોયું, પણ પડછાયો તો ચાલતો થયો હતો.

સાવિત્રી એ પડછાયાની પાછળ દોડી, "થોભો. મારે તમારી સાથે કંઈ વાત કરવી છે." એણે કહ્યું.

પેલો પડછાયો અટકી ગયો. સાવિત્રી એની પાસે ગઈ. એ ચહેરા પરની કાંતિ અને શાંતિ જોતાં જ સાવિત્રીના મનનો તમામ ભય દૂર થઈ ગયો; એના મનમાં અજબ શ્રદ્ધા જાગી અને ધીરજ આવી.

સાવિત્રીએ શરમાતાં શરમાતાં પૂછ્યું, "મારી ધૃષ્ટતા માટે મને ક્ષમા કરજો. તમે મૃત્યુદેવતા યમરાજ તો નથી ને?"

"હા."

"તમારે વિષે મેં ઘણી વાતો સાંભળી છે, અને છતાં મારે હજી ઘણી વાત જાણવાની છે. બધાના જીવ લેવા તમે જાતે જ આવો છો કે શું?"



સાવિત્રીએ પૂછ્યું.

યમરાજે આગળ વધવા માંડ્યું. ચાલતાં ચાલતાં તેમણે કહ્યું, "ના, ના. હું તો અમુક ખાસ મહત્ત્વના જીવ લેવા જ આવું છું."

"સત્યવાનનો જીવ એટલો ખાસ મહત્ત્વનો હોય તો એને વિના વાંકે આટલી નાની વયમાં શા માટે લઈ જાવ છો?"

"મૃત્યુ એ કંઈ અપરાધની સજા નથી."

યમરાજની સાથે થવા સાવિત્રીએ પોતાની ગતિ વધારી. એણે દલીલ કરી, "મૃત્યુ એ સજા ન હોય તો જીવનનો અંત ક્યારે એ વાતનો નિર્ણય કોણ કરે છે? જન્મસમયે જ એ વાતનો નિર્ણય કરી લેવો એ અન્યાયભર્યું અને તર્કવિહોણું નથી લાગતું?"

યમરાજ અટક્યા, "આ બધી વાતો સમજવી મુશ્કેલ છે, સાવિત્રી. તું પાછી જા. તું મારી સાથે શા માટે આવે છે?"

"હું તમારી સાથે ક્યાં આવું છું? હું તો મારા પતિનો સાથ કરી રહી છું."

"હવે એ તારો પતિ નથી."



સાવિત્રીએ ધીરેથી કહ્યું, "જીવન સાથે પ્રેમનો અંત નથી આવતો. પ્રેમ તો જીવન-મૃત્યુથી પર છે. સ્ત્રી-પુરુષ વચ્ચેના પ્રેમને આપણે આત્માની પિછાણ કહીએ છીએ. જૂની ઓળખાણ હોય તો જ આત્માની પિછાણ શક્ય બને. મેં સત્યવાનને પહેલી મુલાકાતમાં જ પિછાણી લીધો હતો. એટલે અમારી પહેલાંની કંઈ ઓળખાણ હોવી જોઈએ. મારા અને સત્યવાનના જન્મ પહેલાંના જ કોઈ સમયની એ ઓળખાણ હશે ને? એટલે હવે હું એમને છોડી ન શકું. આટલો લાંબો સાથ એમ સહેજમાં છોડાતો હશે? તમે સત્યવાનને લઈ જાવ છો તો મને પણ લઈ જવી પડશે."

યમરાજ સાવિત્રીની આ વાત સાંભળી હસ્યા, "તું બહુ હઠીલી છે, સાવિત્રી. તારી દલીલ સાંભળીને મને હસવું આવે છે. તું માગ; માગે તે આપું. સત્યવાનના જીવન સિવાય જે માગીશ તે આપીશ."

સાવિત્રીએ થોડી વાર વિચાર કર્યો. પછી કહ્યું, "તમે તો જાણો છો કે સત્યવાનના પિતાની ગાદી દગાથી લઈ લેવામાં આવી છે. આ અન્યાય દૂર કરવો જોઈએ. ખરું ને?"

"ખરું." યમરાજે કહ્યું અને એકદમ આગળ વધ્યા. થોડી વારે યમરાજે પાછું વળીને જોયું તો સાવિત્રી પાછળ પાછળ આવી રહી હતી. રસ્તામાં કાંટા અને પથ્થર વાગવાથી એના પગમાંથી લોહી નીકળતું હતું.

યમરાજને પાછું વળીને જોતા જોઈ સાવિત્રીએ કહ્યું, "તમે બહુ જલદી ચાલો છો. હું સાથે નથી રહી શકતી." આમ કહી સાવિત્રી હસી.

"તારે શું જોઈએ છે, સાવિત્રી?" યમરાજે હવે સાવિત્રીને સીધો સવાલ કર્યો. "સત્યવાનનું જીવન તું ચાહતી હો તો એ વાત ભૂલી જ જજે. યમ પોતાનું વચન પાછું નથી લેતો કે નથી જીવન પાછું આપતો."

"એમ વાત છે?" સાવિત્રીએ કહ્યું, પછી કંઈક વિચાર આવતાં કહ્યું, "કેવી સારી વાત છે. પણ એનો અર્થ એ કે તમે જે કંઈ કરો છો એ સાચું જ છે એની તમને ખાતરી હશે, ખરું?"

"એમાં સાચાખોટાનો સવાલ જ નથી."

"ખરેખર? એ તો બહુ અજબ વાત થઈ. મને તો નાનપણથી ભણાવવામાં આવતું કે હંમેશાં સાચાં કામ કરો, ખોટાં કામ ન કરો. મને લાગે છે એ વાત માનવીઓને જ લાગુ પડતી હશે, દેવોને નહીં."

"મૃત્યુની વાત જુદી છે."

"શી રીતે? જીવનને જે લાગુ પડે એ જ મૃત્યુને લાગું પડવું જોઈએ એમ મને તો લાગે છે."

"તું દરેક વાત તાણીતૂસીને પણ એવી રીતે રજૂ કરે છે કે તે તર્કસંગત લાગે છે."

સાવિત્રીએ નમ્રતાથી કહ્યું, "મને ક્ષમા કરજો. બીજી રીતે કહું તો જિંદગી-ભર આપણે સાચાં કામ કરવાની કાળજી રાખીએ તો પછી એ જ યોગ્ય ગણાય કે . . . "

"બસ, સાવિત્રી." યમરાજે કહ્યું, "હું તને બીજું વરદાન આપું તો તું પાછી જઈશ?"

"તમે મને બીજું વરદાન આપશો?" સાવિત્રીએ ખુશી થઈને કહ્યું, "તમે કેટલા ઉદાર અને દયાળુ છો."

"પણ જોજે, સત્યવાનનું જીવન ન માગતી."

"અલબત્ત નહીં." સાવિત્રીએ સહજ ભાવે કહ્યું. "હું જરા વિચાર કરી લઉં. મારી પહેલી ઇચ્છા કહેતી વખતે જ હું કંઈ કહેવા માગતી હતી....શું હશે?" સાવિત્રી વિચાર કરવા લાગી, "હા....યાદ આવ્યું. મારા સસરાને ગાદી પાછી આપવાની ઉદારતા તમે દર્શાવી છે. પણ તેઓ આંધળા છે. આંધળાને રાજ્ય મળે તોય શું, ન મળે તોય શું?"

"તારા સસરાને દૃષ્ટિ પાછી મળશે, બસ." યમરાજે સ્મિત કરતાં કહ્યું.

યમરાજ આટલું કહીને ચાલવા માંડે તે પહેલાં સાવિત્રીએ કહ્યું, "મારા

સસરાના અંધાપાની વાત મને યાદ આવી એ બહુ સારું થયું. નહીં તો હું શું માગત જાણો છો?"

"શું?"

"મારા પિતા અને સસરાનાં રાજ્યોમાં સુખ, શાંતિ અને સમૃદ્ધિ. બન્નેની ગાદીની વારસ હવે હું જ છું. પણ સારું થયું, મેં એવી ઇચ્છા ન કરી. શું કામ એવી ઇચ્છા કરવી જ જોઈએ? આ રાજ્યોને સુખસમૃદ્ધિ શું કામ આપવાં જોઈએ? લોકોને સુખી અને સમૃદ્ધ બનાવવાની રાજાની ફરજ છે. ખરું કે નહીં?"

"હા."

"રાજાની જવાબદારી મોટી હોય છે." સાવિત્રીએ વિચારપૂર્વક માથું હલાવતાં કહ્યું, "રાજા થવું એટલે મહેલમાં રહેવું, દરબાર ભરવો, કવિઓ અને ગાયકોને આશ્રય આપવો, કરવેરા વસૂલ કરવા, નોકરો મોકલવા, એટલું જ નથી. કાયદાનો ન્યાયપૂર્વક અમલ થાય અને રાજ્યના અધિકારીઓ લોકોને હેરાન ન કરે એ પણ રાજાએ જોવાનું હોય છે. રાજાએ પાડોશી સાથે શાંતિ જાળવવાની હોય છે અને રાજ્યમાં કોઈ અન્નવસ્ત્ર કે આશ્રય વગરનું ન હોય એ જોવાની પણ એની ફરજ છે. રાજ્યના લોકોને વાણીસ્વાતંત્ર્ય હોય અને નિખાલસ ટીકા કરવાની છૂટ હોય એ પણ રાજાએ જોવું જોઈએ. કારણ કે ટીકા વિના તો રાજા આપખુદ બની જાય."

સાવિત્રીના આવા વિચારો સાંભળી યમરાજ ખૂબ ખુશ થયા. તેના તરફ પ્રશંસાની નજરે જોઈ રહ્યા અને કહેવા લાગ્યા, "તારી વાત સાવ સાચી છે. કાયદા કરતાં પણ ન્યાય અને સ્વાતંત્ર્યની પ્રણાલિકાઓ વધુ મહત્ત્વની છે."

"પણ આને માટે રાજવંશ ચાલુ રહે, વારે વારે રાજવંશ બદલાય નહીં, એક રાજવંશ અવિરત ધારાની જેમ ચાલતો રહે એ જરૂરી છે એમ તમને નથી લાગતું?" સાવિત્રીએ પૂછ્યું.

"સાવ સાચું. એમ ન હોય તો તો અરાજકતા ફેલાય અને સગાંસંબંધીઓ વચ્ચે લડાઈઓ થાય."

યમરાજના આ શબ્દો સાંભળી સાવિત્રી ચૂપ થઈ ગઈ. એના ચહેરા પર વેદનાની છાયા દેખાઈ, એની આંખમાં આંસુ આવી ગયાં.

સાવિત્રીને આમ દુ:ખી થતી જોઈને યમરાજને નવાઈ લાગી. "કેમ, શું થયું?" યમરાજે પૂછ્યું.

"તમે તો મહાજ્ઞાની છો. મારા મનના વિચારો તમે ન જાણતા હો એવું બને જ નહીં." સાવિત્રીએ નિ:શ્વાસ નાખીને કહ્યું.

યમરાજ વિચારમાં પડ્યા. આંધી હોય ત્યારે પવન કઈ તરફ ફુંકાશે એનો તાગ મેળવી શકાય તો સાવિત્રીના મનના વિચારોનો તાગ મેળવી શકાય.

સાવિત્રીએ ધીમે અવાજે કહ્યું, "હું વિચાર કરતી હતી. મારા પછી બે રાજ્યો રાજાવિહોણાં બની જશે. મારા પિતા અને સસરાના વંશોનું શું થશે? મારા મૃત્યુ પછી કેવી અરાજકતા ફેલાશે — સગાંસંબંધીઓ વચ્ચે લડાઈઓ થશે, રસ્તાઓ પર લોહીની નદીઓ વહેશે, શહેરો ઉજ્જડ બનશે, ખેતરના ઊભા મોલ સુકાઈ જશે, ઘેરેઘેર સ્ત્રી અને બાળકોનાં કારમાં રુદન . . ."

"બસ બસ." યમરાજ વચ્ચે જ બોલી ઊઠ્યા, "આમ નહીં બને. તારો રાજવંશ ચાલુ રહે એ માટે હું તને સો પુત્રો થશે એવું વરદાન આપું છું."

યમરાજના આ શબ્દો સાથે જ સાવિત્રી આનંદમાં આવી ગઈ. એના ચહેરા પરથી વેદનાની છાયા હટી ગઈ. આંખમાંથી આંસુ સુકાઈ ગયાં. એ ટટાર થઈ ગઈ. એક દુ:ખી કન્યાને બદલે સુંદર રાજકન્યા યમરાજની સામે જાણે આવી ઊભી.

યમરાજને આ ફેરફારનું કારણ સમજાયું નહીં.

સાવિત્રીએ કહ્યું, "તમારી પ્રણાલિકાના ભંગનું કારણ બની છું એ માટે હું દિલગીર છું."

"કઈ પ્રણાલિકા?" યમરાજે પૂછ્યું.

"યમરાજ ક્યારેય જીવનનું ફરી દાન કરતા નથી." સાવિત્રીએ કહ્યું, "તમે મને સો પુત્રોની આશિષ આપી છે. તમે મારા પતિનું જીવન લઈ જશો



તો મને પુત્ર શી રીતે થશે?"

યમરાજે ખુશીથી પોતાની હાર માની લીધી. સાવિત્રી સાથે તેઓ પાછા જંગલ તરફ ચાલ્યા. રસ્તે તેમણે કહ્યું પણ ખરું કે, "સત્યવાનનો જીવ લેવા મારે જાતે જ આવવું એવું નારદજીએ સૂચન કર્યું ત્યારે જ મારે જાણી લેવું જોઈતું હતું કે આમાં નારદજીનું કંઈ તોફાન છે."

યમરાજે સાવિત્રીને આપેલાં બધાં વરદાન ફળ્યાં. સત્યવાન ઊંઘમાંથી ઊઠ્યા હોય એમ આળસ મરડીને બેઠો થયો. ઊઠીને એણે સાવિત્રીને પોતાના વિચિત્ર સ્વપ્નાની વાત કરી. એક કાળી અજાણી વ્યક્તિ સાથે એ લાંબો પ્રવાસ





કરી રહ્યો હતો એવું સ્વપ્નું એને આવ્યું હતું. સત્યવાનના પિતાનો અંધાપો દૂર થયો. તેમને રાજગાદી પાછી મળી. સાવિત્રીને હીરામોતીના દાગીના મળ્યા. અલબત્ત, એ ભેટ સત્યવાને આપેલી ન હતી.

આ બધા ફેરફારો થાળે પડી ગયા અને તેને કારણે ફેલાયેલ આનંદનું વાતાવરણ કંઈક શાંત પડયું ત્યારે સાવિત્રીના પિતા અશ્વપતિએ એને એક તરફ લઈ જઈ પૂછ્યું, "તારામાં યમરાજ સાથે લડવાની હિંમત ક્યાંથી આવી એ જ હું નથી સમજી શકયો."

સાવિત્રીએ ધીમેથી હસીને કહ્યું, "સત્યવાનની માતાને હું પહેલી વાર મળી ત્યારે એણે મને સત્યવાનના જન્મ વખતે બ્રાહ્મણોએ બનાવેલી કુંડળીની વાત કરી હતી, અને તે સાથે કહ્યું હતું કે આ બધા બ્રાહ્મણોમાં એક બ્રાહ્મણ વધુ પંડિત હતો. એણે કુંડળી બનાવીને વધારામાં એવું ભવિષ્ય ભાખ્યું હતું કે મૃત્યુ કરતાં વધુ તાકાતવાન એવી કોઈ વસ્તુથી સત્યવાનનું મૃત્યુ નિવારી શકાશે. આ જાણીને મને આશા જાગી અને હિંમત આવી. કારણ કે મૃત્યુ કરતાં તાકાતવાન એવો પ્રેમ મારી પાસે હતો."



## સાત દિવસનો પહેરો

પ્રાચીન સમયમાં રાજાઓ કેવળ શોખ માટે જ શિકાર કરતા ન હતા. જંગલી પશુઓનો નાશ કરવાનો પણ તેમના શિકાર-ખેલ પાછળનો ઉદ્દેશ હતો, જેથી આ જંગલી પશુઓ વાનપ્રસ્થીઓને હેરાન ન કરે. જ્યારે કોઈ રાજા શિકારે જતો ત્યારે અનેક દરબારીઓ, સૈનિકો અને સેવકોનો મોટો રસાલો સાથે રહેતો.

મહાભારતની કથાના વીર નાયક અભિમન્યુના પુત્ર રાજા પરીક્ષિત એક દિવસ શિકારે નીકળ્યા હતા ત્યારની આ વાત છે. તેઓ એક હરણનો પીછો કરી રહ્યા હતા. તેમણે નિશાન તાકીને બાણ છોડ્યું. તેમના બાણથી હરણ ઘાયલ તો થયું પણ મર્યું નહીં. શિકારનો નિયમ હતો કે પશુને મારી નાખો, પણ તેને અપંગ બનાવીને ન જવા દો. કોઈ પશુને ઘાયલ કરીને વેદનાગ્રસ્ત છોડી દેવું એમાં અધર્મ મનાતો હતો, હજી પણ મનાય છે. હરણ ઘાયલ થઈ ગયું હતું. એને મારી નાખીને પીડાથી તેનો છુટકારો કરાવવાના હેતુથી રાજા તેનો પીછો કરતા હતા. પીછો કરતાં કરતાં તેઓ જંગલમાં ખૂબ દૂર નીકળી



ગયા. એમના સાથીઓ પાછળ રહી ગયા. રાજા થાકી ગયા હતા. તેમને ખૂબ ભૂખ અને તરસ લાગ્યાં હતાં. પણ એમણે નક્કી કર્યું હતું કે હરણને પીડાથી મુક્ત કર્યા વિના તેઓ પાછા નહીં ફરે.

એકાએક રાજાની નજર વૃક્ષોની વચ્ચેની ખાલી જગ્યા પર પડી. ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણ ગાયોને ખાણ-પાણી આપી રહ્યો હતો. રાજાએ એની પાસે જઈને પૂછ્યું, "બ્રહ્મદેવતા, હું અભિમન્યુનો પુત્ર પરીક્ષિત છું. આ રાજ્યનો હું રાજા છું. હું એક ઘાયલ હરણને શોધી રહ્યો છું. હરણ આ તરફ તો નથી આવ્યું ને? આપે એને જોયું છે?"

આ બ્રાહ્મણ સંન્યાસીનું નામ શમીક હતું. સંયોગવશાત્ એ દિવસે એમનો મૌનવાર હતો. એટલે એમણે રાજાના પ્રશ્નનો જવાબ ન આપ્યો. પોતાના પ્રશ્નનો કોઈ જવાબ ન મળતાં પહેલાં તો રાજાને નવાઈ લાગી. પછી એમને થયું, કદાચ વૃદ્ધ બ્રાહ્મણને બરાબર સંભળાતું નહીં હોય, એ બહેરો હશે. એટલે રાજાએ જરા મોટેથી ફરી એ જ સવાલ કર્યો. શમીક રાજા તરફ જોઈ રહ્યા. આ વખતેય તેમણે જવાબ ન આપ્યો. આટલી વારમાં રાજાને એટલી તો ખબર પડી ગઈ હતી કે સંન્યાસી બહેરો નથી. કારણ કે રાજા સવાલ કરી રહ્યા હતા એ દરમિયાન એક ગાયે દૂધ દોહવા માટે રાખેલા વાસણને લાત મારી હતી, એનો અવાજ સાંભળીને બ્રાહ્મણે સ્ફૂર્તિથી એ વાસણ પકડી લીધું હતું અને તેને ઊંધું પડતું અટકાવી લીધું હતું.

સંન્યાસીએ બીજી વાર પુછાયેલા સવાલનો જવાબ ન આપ્યો એટલે રાજાને ખૂબ ગુસ્સો આવ્યો. રાજાને થયું, આ બ્રાહ્મણ ખૂબ ધૃષ્ટ છે. એક સંન્યાસીની એટલી હિંમત કે રાજાના સવાલનો જવાબ પણ ન દે? એમણે

જોરથી બૂમ મારીને કહ્યું, "મારા પ્રશ્નનો જવાબ નહીં આપો તો એનું પરિણામ સારું નહીં આવે." તોપણ સંન્યાસી કંઈ બોલ્યા નહીં. દુ:ખભરી નજરે રાજા તરફ જોઈ રહ્યા.

રાજા ગુસ્સામાં ભાન ભૂલી રહ્યા હતા. આ ધૃષ્ટ બ્રાહ્મણને અપમાનિત કરવા માટે તેઓ આમતેમ જોવા લાગ્યા. અચાનક તેમની નજર પાસે મરેલા પડેલા સાપ પર પડી. તરત રાજાએ તલવાર મ્યાનમાંથી કાઢી, તેની અણીથી મરેલા સાપને ઉઠાવી લીધો અને સાપ બ્રાહ્મણ પર ફેંક્યો. રાજાનું નિશાન પણ અચૂક. તે સાપ બરાબર બ્રાહ્મણને ગળે વીંટાઈને પડ્યો.

આ જોઈ રાજા હસ્યા. શમીક કંઈક કહેશે, કદાચ શાપ આપશે એ આશામાં રાજા થોડી વાર રોકાયા. પણ શમીકે તો એક અક્ષર ન ઉચ્ચાર્યો. એમના ચહેરા પર કેવળ દુ:ખનો ભાવ હતો. રાજા શરમાઈને પાછા ફર્યા.

ત્યાં એક ત્રીજી વ્યક્તિ પણ હાજર હતી, જે ચુપચાપ આ ઘટના જોઈ રહી હતી. આ વ્યક્તિ હતી કૃશ. કૃશ શમીકના પુત્ર શૃંગીનો મિત્ર હતો. કૃશ ચુપચાપ બધું જોઈ રહ્યો હતો એનો રાજા કે શમીક કોઈને ખ્યાલ ન હતો. રાજા ચાલ્યા ગયા પછી કૃશ શૃંગીને બધી હકીકત કહેવા દોડ્યો.





શૃંગી એ વખતે દુર્લભ જડીબુટ્ટી ભેગી કરી રહ્યો હતો. કૃશે એને પૂછ્યું, "તું કહેતો હતો ને જંગલવાસીઓ માટે પહેલો ભગવાન અને પછી રાજા?"

શૃંગીએ એની વાતમાં ખાસ રસ ન લેતાં કહ્યું, "હા, કહ્યું તો હતું."

"પણ રાજા આપણી પરવા ન કરે તો આપણે શું કામ સ્વામીભક્ત થવું જોઈએ?"

શૃંગીએ પૂછ્યું, "તું પરીક્ષિત રાજાની વાત કરે છે ને? તેઓ વાનપ્રસ્થી કે સંન્યાસીનું અપમાન ક્યારેય ન કરે. શું કામ કરે?"

કૃશે કહ્યું, "અને ધાર કે હું તને કહું કે મેં મારી નજરે જોયું છે તો?"

"તોય હું ન માનું." શૃંગીએ કહ્યું.

"અને તું તારી નજરે એનો પુરાવો જુએ તો?"

શૃંગી હવે ખિજાયો, "શેનો પુરાવો? નકામો ઉખાણાંની ભાષામાં વાત કરીને વખત બગાડે છે. સીધી વાત શું કામ નથી કરતો? હું સમજું તો ખરો કે તું શું કહેવા માગે છે."

"હું કંઈ કથાવાર્તા થોડો જ કહેવાનો છું. હું તો તને સાચી ઘટનાની વાત કહેવા માગું છું." કૃશે શૃંગીનો હાથ પકડીને એને ઘટનાસ્થળ તરફ ખેંચી જતાં કહ્યું. કૃશ શૃંગીને શમીક પાસે લઈ ગયો. શમીક ધ્યાનમાં બેઠા હતા. મરેલો સાપ હજી તેમના ગળે વીંટાયેલો હતો.

"અરે! પિતાજીને ગળે મરેલો સાપ છે." એમ કહેતો શૃંગી આગળ વધ્યો. પણ કૃશે એને પાછળ ખેંચ્યો.

"હા, એ મરેલો સાપ છે." કૃશે મર્મમાં કહ્યું, "આપણા મહારાજા, આપણા પ્રભુ અને કૃપાળુ રક્ષક રાજા પરીક્ષિતે એ સાપ તારા પિતાજીના ગળા પર નાખ્યો છે. મેં મારી નજરે જોયું છે. અને તારા પિતાને આ સજા શા માટે કરવામાં આવી, એમનો વાંક શું હતો એ જાણે છે? રાજાએ કોઈ ઘાયલ



હરણ વિષે સવાલ કર્યો અને તારા પિતાએ એનો જવાબ ન આપ્યો. બસ એ જ. રાજા એમના પર ખૂબ ગુસ્સે થયા — મેં કાનોકાન સાંભળ્યું છે. રાજાએ પોતાની તલવારની અણીથી આ મરેલો સાપ ઉઠાવ્યો અને તારા પિતાના ગળામાં નાખ્યો. પણ ભાઈ, કહેવું પડે....રાજાનું નિશાન અચૂક, વાહ, એવું નિશાન કે સાપ બરાબર તારા પિતાને ગળે આવી વીંટાયો. એમાં જરાય આઘુંપાછું થયું નથી. મેં સગી આંખે જોયું છે.''

શૃંગીએ આશ્ચર્યથી પૂછ્યું, ''પણ તેં મહારાજને કહ્યું કેમ નહીં કે આજે પિતાજીનો મૌનવાર છે?''

''મારું મગજ ઠેકાણે છે એટલે.'' કૃશે પૂરી ગંભીરતાથી કહ્યું. ''મહારાજ ખૂબ ગુસ્સામાં હતા. એમના હાથમાં ખુલ્લી તલવાર પણ હતી. વચ્ચે બોલવા જાઉં તો મારી ગરદન પર જ પડે.''

શૃંગીએ પ્રેમ અને ગર્વથી પોતાના વૃદ્ધ પિતા તરફ જોયું. મરેલો સાપ જોઈને તેને ગુસ્સો આવી રહ્યો હતો.

''મહારાજે મારા પિતાનું અપમાન કર્યું એ બહુ ખોટું કર્યું છે.'' એણે કહ્યું, ''ચહેરા પરનું તેજ તેઓ ન જોઈ શક્યા? આંખોમાં ગરિમા ન જોઈ શક્યા?''

''રાજાઓ કંઈ જોઈ શકતા નથી.'' કૃશે ટૂંકાણમાં જવાબ વાળ્યો.

પિતાના દૂબળાપાતળા શરીર પર રાજાના અપમાનજનક વ્યવહારનો આ

પુરાવો જોઈ જોઈને શૃંગીનો ક્રોધ વધતો જતો હતો. છેવટ એનાથી ન રહેવાયું. એનો ક્રોધ શાપરૂપે વ્યક્ત થયો.

"ભલે એ રાજા હોય, પણ એ નીચ છે. મારા પિતાના ગળામાં સાપ નાખીને એણે મારા પિતાનું જ અપમાન નથી કર્યું. રાજાને કદી કોઈ રીતે હાનિ ન પહોંચાડનારા તમામ વાનપ્રસ્થીઓનું અને સંન્યાસીઓનું અપમાન



કર્યું છે. હું રાજાને શાપ આપું છું કે કુરુવંશને કલંકિત કરનારા આ અહંકારી રાજાનું, આજથી સાત દિવસમાં, સર્પરાજ તક્ષકના દંશથી મૃત્યુ થશે."

શૃંગીના મોંમાંથી શાપના આ શબ્દો સરતાં જ એના પિતાએ વિચલિત થઈને પોતાની સમાધિ તોડી અને ભયથી પોતાના પુત્ર સામે જોવા લાગ્યા. પુત્રે ક્રોધમાં આવીને જે કંઈ કહ્યું હતું એનાથી જાણે એમના પર વજ્રપાત થયો હતો. પોતાનું મૌન તોડતાં તેઓ દુઃખી સ્વરે કહેવા લાગ્યા; "શૃંગી, બેટા, આ તેં શું કર્યું? તેં નેક રાજા પરીક્ષિતને શાપ આપ્યો; એમની કૃપા થકી તો આપણે વનમાં શાંતિપૂર્વક નિર્ભય જીવન ગુજારી શકીએ છીએ, એમણે તો સદા આપણી રક્ષા કરી છે. તેં શા કારણે આવું ગાંડપણ કર્યું? સંન્યાસીઓનો આ ધર્મ છે? તું ક્રોધને વશમાં રાખી નથી શક્યો એને કારણે કેવું સંકટ આવી પડવાનું છે, કેવી અરાજકતા ફેલાવાની છે, એ તો ઈશ્વર જ જાણે. શૃંગી, તેં રાજા પરીક્ષિતને જ નહીં, આખા રાજ્યને શાપ આપ્યો છે. આ બહુ ખોટું થયું કહેવાય. રાજા પરીક્ષિત સાથે આવો વ્યવહાર કરવો એ તો વળી વધુ ખોટું, કારણ કે તેઓ દંડના ભાગી નથી."

શૃંગીનો ક્રોધ ઊતરી ગયો હતો. પિતાના શબ્દો સાંભળીને એ પશ્ચાત્તાપથી માથું નમાવીને ઊભો રહ્યો, પછી રોવા લાગ્યો, "દુઃખની વાત તો એ છે કે તું શાપ પાછો લઈ શકે એમ નથી." શમીકે દુઃખથી વ્યાકુળ થઈને કહ્યું, "તારા મોઢામાંથી નીકળતા શબ્દો સાચા પડે એવું વરદાન તેં તારી વિદ્વત્તા અને તપ દ્વારા મેળવ્યું છે. એટલે જ મેં તને કેટલીય વાર સમજાવ્યું છે કે બેટા, બોલતાં પહેલાં સો વાર વિચાર કરજે."

વૃદ્ધ શમીક ક્યાંય સુધી વિચાર કરતા બેઠા રહ્યા. પછી એકાએક કહેવા લાગ્યા, "ગૌરમુખને મારી પાસે મોકલ. એને હું તરત રાજમહેલમાં મોકલીશ. જઈને એ મહારાજને તારા શાપની વાત કરશે અને સાવધાન રહેવા કહેશે."

રાજા પરીક્ષિતે ચુપચાપ ગૌરમુખનો સંદેશો સાંભળી લીધો.

પછી દુઃખી થઈને તેઓ કહેવા લાગ્યા, "તો એ દિવસે સંન્યાસીનો મૌનવાર હતો? મને એટલો ખ્યાલ આવવો જોઈતો હતો. મારો જ દોષ છે.



પણ શમીક દયાળુ છે. એમણે મને સાવચેત કર્યો. મહેરબાની કરીને એમને મારા નમસ્કાર કહેજો અને કહેજો કે હું એમનો આભારી છું.”

આમ કહીને રાજાએ ગૌરમુખને તરત વિદાય કરી દીધો અને પોતાના પ્રધાનોને સલાહ-મંત્રણા માટે બોલાવ્યા. પ્રધાનોના આવતાં પહેલાં તેમણે કશ્યપને સંદેશો મોકલ્યો કે તરત મહેલે આવો. કશ્યપ બ્રાહ્મણ હતા અને અતિ ઝેરી સાપના દંશનો પણ ઇલાજ કરી શકતા હતા.

પ્રધાનો સાથેની ચર્ચાંમંત્રણા પછી શિલ્પીઓ અને મિસ્ત્રીઓને બોલાવવામાં આવ્યા. આ લોકોએ રાતોરાત એક અજબ જેવી ઇમારત ઊભી કરી દીધી. એક ઊંચા થાંભલા પર એક મોટો ઓરડો બનાવવામાં આવ્યો હતો. આ ઓરડામાં રાજા રહેવા લાગ્યા. થાંભલાની નીચે સશસ્ત્ર પહેરેદાર ખડે પગે ચોકી કરતા હતા. એમને સખત આદેશ હતો કે ઓરડામાં ઝીણો સરખો કીડો પણ ઘૂસી ન શકે એ જોવાનું છે. કુટુંબીજનો અને પ્રધાનો સિવાય કોઈને રાજા સામે જવાની રજા ન હતી.

રાજાનો આદેશ મળતાં જ કશ્યપ જલદી જલદી મહેલ ભણી જઈ રહ્યા હતા ત્યાં રસ્તામાં એક બુઢ્ઢો બ્રાહ્મણ બેઠેલો દેખાયો. એ બહુ દુઃખી હોય એમ લાગતું હતું.

કશ્યપે પૂછ્યું, "શું થયું, ભાઈ? આમ રસ્તે આટલા દુઃખી થઈને શા કારણે બેઠા છો?"

બ્રાહ્મણે કહ્યું, "એ જ કારણ છે જેને માટે તમે આ રસ્તે જઈ રહ્યા છો."

"એ જ કારણ?" કશ્યપે નવાઈ પામીને પૂછ્યું, "પણ હું તો મહારાજના દર્શનાર્થે જઈ રહ્યો છું, તમે પણ ત્યાં જ જઈ રહ્યા છો?"

"હા."

"રાજાને ધમકી આપવામાં આવી છે કે તેમને નાગરાજ તક્ષક દંશ દેશે. એટલે ઇલાજ માટે મને બોલાવવામાં આવ્યો છે. પણ તમારે શું કામ છે?"



"હું એમને મારવા જઈ રહ્યો છું." આ કહેતાં જ બ્રાહ્મણે પોતાનું અસલ રૂપ ધારણ કરી લીધું. એ નાગરાજ તક્ષક હતો.

"આ તો વિચિત્ર સ્થિતિ છે. તમે એમને મારવા જઈ રહ્યા છો અને હું એમને બચાવવા જઈ રહ્યો છું, આપણે સાથે જ જઈશું કે જુદા જુદા?" કશ્યપે પૂછ્યું.

તક્ષકે પૂછ્યું, "તમને ખાતરી છે કે તમે મારા વિષની અસરમાંથી રાજાને બચાવી શકશો?"

"હા." કશ્યપે જરાય ખચકાયા વિના કહ્યું.

"સાબિત કરી આપો." તક્ષકે પડકાર ફેંક્યો, "આ વૃક્ષને હું ડસું છું. જોઈએ, તમે એને જીવતું કરી શકો છો કે નહીં?"

આમ કહીને નાગરાજે પોતાની બેવડી જીભ બહાર કાઢી અને વૃક્ષને ડસીને એનાં મૂળ સુધી પોતાનું ઝેર ફેલાવી દીધું. થોડી વારમાં તો એ વૃક્ષ એવું થઈ ગયું જાણે આગમાં ભસ્મ ન થઈ ગયું હોય! પોતાની કામગીરીથી ઊંડો સંતોષ અનુભવતાં તક્ષકે કશ્યપને કહ્યું, "ચાલો, હવે તમારી શક્તિ અજમાવી જુઓ."

કશ્યપે મૂઠીભર રાખ હાથમાં લીધી અને આંખો બંધ કરીને પ્રાર્થના કરતા હોય એમ થોડી વાર ઊભા રહ્યા પછી તેમણે પોતાની મૂઠી પર ધીમી ફૂંક મારી. અને જ્યાંથી રાખ લીધી હતી ત્યાં જ પાછી ઠાલવી દીધી. થોડી વારમાં તો એ જગ્યાએ લીલી કૂંપળ અને કૂંપળમાંથી લીલાં પાન ફૂટવા લાગ્યાં. જોતજોતામાં તો એ જગ્યાએ ફરી પાછું પહેલાં જેવું લીલું ઘટાદાર વૃક્ષ બની ગયું.

તક્ષક પહેલાં તો આશ્ચર્યચકિત થઈને જોતા જ રહ્યા. પછી એમણે પોતાની હાર માની લીધી. આ પ્રકારની ઘટના એમને માટે નવી તો ન હતી. તેઓ એવા કેટલાય સાધુ-સંન્યાસીઓને મળ્યા હતા જે આવા ચમત્કાર કરી દેખાડતા હતા.

તક્ષકે કશ્યપને કહ્યું, "હું તમારામાં અદ્ભુત શક્તિ હોવાનો સ્વીકાર કરું

છું. પણ પરીક્ષિત રાજાની બાબતમાં આ શક્તિનો પ્રયોગ ન કરશો. એનું એક કારણ છે."

"શું કારણ છે?" કશ્યપે પૂછ્યું.

"પહેલાં હું તમને એક પ્રશ્ન પૂછવા માગું છું." તક્ષકે કહ્યું, "તમે કોઈના ભાવિમાં હસ્તક્ષેપ કરવાનું ઉચિત માનો છો?"

"ના. એ તો ઉચિત ન ગણાય. પણ આ ભાવિ નથી, આ તો અભિશાપ છે. અને અભિશાપ ભાવિમાં હસ્તક્ષેપ કરી રહ્યો છે."

"ના, તમારો ખ્યાલ ખોટો છે." તક્ષકે કહ્યું, "હું રાજાને તેમના સમય પહેલાં નથી મારવા માગતો. એમના ભાગ્યમાં લખ્યું છે એટલે એમના મૃત્યુને બોલાવવા હું તો જઈ રહ્યો છું. મને યમરાજે મોકલ્યો છે – શૃંગીએ જે કંઈ કહ્યું છે એ જન્મમરણનાં લખાણ પ્રમાણે શાપ નથી, ભવિષ્યવાણી છે."

કશ્યપ થોડી વાર ઊંડા વિચારમાં ડૂબેલા રહ્યા, "તો શું રાજા પરીક્ષિતના ભાગ્યમાં એવું લખાણ છે કે સાત દિવસમાં તેમનું મૃત્યુ થશે?" એમણે પૂછ્યું "શૃંગીએ શાપ ન આપ્યો હોત તો પણ આમ જ થાત?"



"એમના ભાગ્યમાં દેવોએ આ જ લેખ લખ્યા છે. હું તો મૃત્યુદેવતાનો દૂત છું, સમય આવતાં પહેલાં કોઈની આવરદા ટૂંકાવી નાખવાનું સાધન નથી."

"તો તો હું એમાં હસ્તક્ષેપ નહીં કરું." એમ કહી કશ્યપ પોતાને આશ્રમ પાછા ચાલ્યા ગયા.

ક્યાંય સુધી તક્ષક રાજાના ખંડમાં પ્રવેશ કરવાની તરકીબ વિચારતા રહ્યા. છેવટ શૃંગીની ભવિષ્યવાણીના સાતમા દિવસે તેમને એક યુક્તિ સૂઝી. તરત જ તેમણે પોતાના થોડા સર્પમિત્રોને બોલાવ્યા અને તેમને કંઈ હુકમ કર્યો. તેમણે કહ્યું, "આ કામ દગાથી જ થઈ શકે એમ છે. રાજાના રક્ષણનો બંદોબસ્ત ખૂબ જ પાકો છે."

હવે એ જ દિવસે રાજા પરીક્ષિત, તેમનાં કુટુંબીજનો અને દરબારીઓ, છ દિવસ પસાર થઈ ગયા છતાં કંઈ ઘટના બની ન હતી એની ઉજવણી કરી રહ્યા હતા. સાતમો દિવસ પણ પસાર થઈ જ ગયો હતો. આજે સૂર્યાસ્ત થતાં શાપનો પણ અંત આવી જશે, અને સૂર્યાસ્તને એક જ કલાક બાકી હતો.

એ દિવસે મોડી સાંજે કેટલાક સાધુ-સંન્યાસી થાંભલા પાસે દેખાયા. એમાંના એકે ચોકીદારને કહ્યું, "અમે ફળફૂલની ભેટ લઈને ખૂબ દૂરથી મહારાજનાં દર્શન કરવા આવ્યા છીએ."

ચોકીદારોએ સંન્યાસીઓનાં કપડાં અને ફળફૂલની ટોપલી ખૂબ બારીકાઈથી તપાસ્યાં. પણ એમાં ક્યાંય શંકા જેવું ન લાગ્યું ત્યારે તેમને અંદર રાજા પાસે જવા દીધા. ચોકીદારોને થયું, શાપનો સમય તો હવે લગભગ પૂરો થવા આવ્યો છે. હવે રાજાને આશીર્વાદ આપવા આ સંન્યાસીઓ અંદર જાય તો વાંધો નહીં.

સંન્યાસીઓએ રાજાને ફળફૂલની ટોપલી ભેટ ધરી, આશીર્વાદ આપ્યા અને બહાર ચાલ્યા ગયા. જંગલમાં પહોંચીને સંન્યાસીઓએ પોતાનું સર્પનું મૂળ સ્વરૂપ ધારણ કરી લીધું અને જંગલમાં અદૃશ્ય થઈ ગયા.

સૂર્યાસ્તનો સમય થવા આવ્યો. રાજાના ખંડમાં આનંદઉત્સવ થઈ રહ્યા

હતો. એક જ મિનિટ. બસ એક મિનિટ અને શાપનો સમય નીકળી જશે. રાજાને નવી આવરદા મળશે.

રાજાએ પોતાનાં કુટુંબીજનો અને પ્રધાનોને કહ્યું, "સૂરજ ડૂબી રહ્યો છે. આવો, સંન્યાસીઓ આપી ગયા છે એમાંથી મીઠાંમધુરાં ફળ ચાખો."

સહુએ પોતપોતાને ગમતાં ફળ લીધાં. રાજાએ એક કેરી ઉપાડી. એમણે કેરી ચૂસી. ખૂબ મીઠો રસ હતો. થોડી વાર પછી એમણે જોયું તો ગોટલીમાં એક નાની સરખી ઇયળ હતી. રસની કેરીમાં ઇયળ નીકળે એમાં કોઈ નવી વાત તો નથી. રાજાએ બારીની બહાર, અસ્ત થતા સૂર્ય ભણી જોયું. હસીને પેલી નાની ઇયળને ઉદ્દેશીને કહ્યું, "હવે તક્ષકને આવવાનો વખત રહ્યો નથી. બોલ ઇયળ, તું જાણે છે, તારો રાજા કામમાં નિષ્ફળ કેમ નીવડ્યો? પણ તને ક્યાંથી ખબર હોય? મારા સવાલનો જવાબ તો તક્ષક જ આપી શકે."

રાજા હજી આટલું બોલી રહે છે ત્યાં તો એમની આંખો ફાટી ગઈ. તેમણે જોયું કે એ નાની ઇયળનું કદ વધી રહ્યું હતું. જોતજોતામાં એ મોટો નાગ બની ગયો. આ બાજુ સૂર્ય પશ્ચિમમાં અસ્ત થયો અને બીજી તરફ તક્ષકે પોતાની વિશાળ ફેણ ફેલાવીને પોતાની જીભ વીજળીની જેમ બહાર કાઢી રાજા પરીક્ષિતને ડસી લીધા.



## ઉપમન્યુની કસોટી

ઘણા સમય પહેલાંની વાત છે. ધૌમ્ય નામના એક ઋષિ હતા. તેમના આશ્રમમાં ઘણા શિષ્યો અભ્યાસ કરતા હતા. આમાંના એક શિષ્યનું નામ ઉપમન્યુ હતું. ઉપમન્યુ તથા અન્ય કેટલાંય બાળકો ગુરુજીની સાથે આશ્રમમાં જ રહેતાં અને વિદ્યાભ્યાસ કરતાં.

આશ્રમના નિયમો ઘણા કઠોર હતા. આજ્ઞાપાલન વિષે ગુરુજી અત્યંત આગ્રહી હતા. ગુરુજીના દરેક આદેશનું પાલન આંખ બંધ કરીને કરવું જ પડતું હતું. એ વિષે કોઈ શંકા કરવાની કે પ્રશ્ન પૂછવાની મનાઈ હતી. આવો જ એક બીજો કઠોર નિયમ હતો ભોજન અંગે. આશ્રમનાં શિષ્ય-બાળકો આસ-પાસનાં ગામોમાં જઈને ભિક્ષા માગી લાવતા. ભિક્ષામાં તેઓ રાંધ્યાં ભોજન લાવતા અને જે કંઈ લાવતા તે ગુરુજીની સામે મૂકી દેતા. પછી ગુરુજી સહુને ભોજન વહેંચી આપતા. એમાંથી પોતાનો ભાગ પણ કાઢી લેતા. આ રોજનો નિયમ હતો.

આશ્રમના ચોગાનમાં ફળનો બગીચો હતો અને દૂધ માટે ગાયો હતી.



શિષ્યોને આશ્રમમાં બે વિષયનું શિક્ષણ આપવામાં આવતું હતું. ધર્મ અને યુદ્ધની કળા. જે બાળકો મોટા થઈને આચાર્ય કે પુરોહિત બનવા માગતા હોય તેમને વેદનું અધ્યયન કરાવવામાં આવતું અને લગ્ન, જનોઈ, યજ્ઞ, શ્રાદ્ધ વગેરે ધાર્મિક ક્રિયાઓ કરાવવાના વિધિ તથા મંત્રોચ્ચાર કરવાનું શીખવવામાં આવતું. જે બાળકો સૈનિક બનવા માગતા હોય તેમને શસ્ત્ર-વિદ્યા અને યુદ્ધના નિયમો વગેરે શીખવવામાં આવતું.

આશ્રમના ગુરુ કેવળ શિક્ષક ન હતા, તેઓ બાળકોના માતા-પિતા પણ હતા. બાળકોનાં માતાપિતા તેમને ગુરુજીની દેખરેખ હેઠળ છોડી જતાં. અને ગુરુજી આ બાળકોની દેખભાળ માતાપિતા સમાન પ્રેમ અને મમતાથી કરતા.

બાળકોની બુદ્ધિનો વિકાસ થાય, તેમના ચારિત્ર્યનું ઘડતર થાય અને શરીર નિરોગી રહે એનું ગુરુજી ધ્યાન રાખતા. શિષ્યોની ટેવો પર પણ ગુરુજીની ચાંપતી નજર રહેતી. કોઈ બાળક બીમાર પડે તો ગુરુજી તેની તનમનથી સેવા પણ કરતા. અને બાળક કોઈ અપરાધ કરે તો તેને માટે સખત સજા કરતા. આવા હતા આશ્રમના નિયમો. ગુરુના આદેશો બાબત સવાલ ઉઠાવવાની હિંમત રાજાઓ પણ ન કરતા.

એક દિવસ ધૌમ્ય ઋષિએ ઉપમન્યુને બોલાવીને કહ્યું "બેટા ઉપમન્યુ, રાજા મોટો યજ્ઞ કરવાના છે. મારી ઇચ્છા છે કે તું થોડા દિવસ એમની પાસે જઈને રહે.



તું એમને મદદ કરજે અને પંડિતો પોતાનું કામ શી રીતે કરે છે એ જોજે." ઉપમન્યુ ખુશ થતો થતો રાજમહેલ તરફ ચાલ્યો. ત્યાં એને રાજાની સેવામાં રાખવામાં આવ્યો. ઉપમન્યુ હસમુખો અને મહેનતુ હતો; એટલે સહુ એનાથી ખુશ રહેતા. થોડા દિવસ વીત્યે એ આશ્રમ પાછો આવ્યો ત્યારે ગુરુજીએ એને બોલાવ્યો.

ગુરુજીએ એને પૂછ્યું, "બેટા ઉપમન્યુ, આટલા દિવસ તેં અપવાસ કર્યા કે શું?"

"ના, ગુરુદેવ." ઉપમન્યુએ આશ્ચર્યચકિત થઈને જવાબ આપ્યો.

"હું પણ એમ જ ધારતો હતો." ગુરુદેવે કહ્યું. "તું હષ્ટપુષ્ટ લાગે છે. મહેલનાં ઉત્તમ પકવાન્ન તેં બહુ તો નથી ખાધાં ને?"

"ના, ગુરુજી. મહેલનાં પકવાન્ન તો મેં ખાધાં જ નથી. હું તો ગામમાંથી ભોજન માગીને લાવતો હતો. મહેલથી ગામ ત્રણ માઈલ જ દૂર છે."

ગુરુજીએ કહ્યું, "પણ મેં તો તને આશ્રમમાં ભોજન લાવતો જોયો નથી."

અચાનક ઉપમન્યુને યાદ આવ્યું કે આશ્રમના નિયમ પ્રમાણે તો એણે બધું ભોજન ગુરુજી સામે ધરી દેવું જોઈતું હતું. એણે પોતાની ભૂલ કબૂલ કરી અને ગુરુજીની માફી માગી.

એ દિવસે ઉપમન્યુએ ભિક્ષામાં મળેલું બધું ભોજન ગુરુજી સામે ધરી દીધું. ગુરુજીએ એ ભોજન રાખી લીધું અને ઇશારાથી જ એને ચાલ્યા જવા કહ્યું.



ઉપમન્યુ આખો દિવસ ભોજનની રાહ જોતો રહ્યો. પણ કોઈએ એને ભોજન આપ્યું નહીં. એ દિવસે ઉપમન્યુ ભૂખ્યો જ સૂઈ ગયો.

બે દિવસ પછી ધૌમ્યે ફરી ઉપમન્યુને બોલાવ્યો. એમને મન એમ કે ભૂખના માર્યા ઉપમન્યુની સ્થિતિ અધમરા જેવી થઈ ગઈ હશે. પણ જોયું તો ઉપમન્યુ પહેલાં જેવો જ સ્વસ્થ દેખાતો હતો.

ગુરુજીએ ઉપમન્યુને કહ્યું, "તારું લાવેલું ભોજન મેં બે દિવસ રાખી લીધું, તને આપ્યું નહિ અને તને ભૂખ્યો રાખ્યો. મેં તો ધાર્યું હતું કે ભૂખને લીધે તું નબળો પડી ગયો હોઈશ, પણ તું એવો જ સ્વસ્થ દેખાય છે અને પહેલાંની જેમ જ દોડાદોડી કરે છે. આનું રહસ્ય શું છે?"

"ગુરુજી, હું ગામમાં બીજી વાર ભિક્ષા માગવા જાઉં છું." ઉપમન્યુએ કહ્યું.

એનો જવાબ સાંભળી ગુરુજી નારાજ થયા અને કહેવા લાગ્યા, "તેં ફરી મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું? કેટલી વાર મેં તને કહ્યું છે કે, ગામમાંથી દિવસમાં એક જ વાર ભિક્ષા લાવવી. કહ્યું હતું ને? જવાબ આપ, ઉપમન્યુ."

"હા, ગુરુજી. કહ્યું હતું." ધીમા સાદે ઉપમન્યુએ જવાબ આપ્યો. "ભૂખને લીધે હું એ વાત ભૂલી જ ગયો હતો."

ધૌમ્યે ગંભીર થઈને કહ્યું, "આ ગામ આપણા આશ્રમને જ મદદ નથી કરતું, બીજાને પણ મદદ કરે છે એ વાતનું તારે ધ્યાન રાખવું જોઈએ. ગામ-લોકોના કૃતજ્ઞ થવાને બદલે તેં એમની પાસે બીજી વાર ભોજન માગ્યું. લોભ કર્યો, જા, ગાયો ચરાવવા લઈ જા અને મેં જે કંઈ કહ્યું છે તેની પર વિચાર કર."

ઉપમન્યુની સજા ચાલુ રહી. તે ગામમાં જઈ ભિક્ષા લાવતો અને એમાં મળતું બધું ભોજન આશ્રમમાં આપી દેતો. પણ પછી એમાંનું ભોજન એ જોવા પામતો નહીં. આશ્રમના સહુ લોકો ખાતાપીતા, એક માત્ર ઉપમન્યુને ખાવા ન મળતું. આ પ્રમાણે બીજા ત્રણ દિવસ પસાર થઈ ગયા. ઉપમન્યુ આવીને ભોજન માગે એની ગુરુજી રાહ જોતા હતા. પણ એ ન આવ્યો, એટલું જ નહીં, એ તો પહેલાંની જેમ જ સ્ફૂર્તિથી પોતાનું કામ કરતો હતો. નબળાઈનું નામનિશાન ન હતું. ગુરુજીએ ફરી એને બોલાવ્યો અને પૂછ્યું, "આજે તને ગાયો લઈ જવામાં કંઈ તકલીફ તો નથી થઈ ને?"



"ના, ગુરુજી. જરાય નહીં." ઉપમન્યુએ કંઈક આશ્ચર્યથી કહ્યું.

ધૌમ્યે ખૂબ જ શાંત રીતે કહ્યું, "તેં બે દિવસથી ખાધું નથી એટલે હું તો પૂછી રહ્યો હતો. ભૂખને લીધે તારા પગ લથડિયાં ખાતા નથી? માથું નથી ભમતું?"

"પણ ગુરુજી, મને ભૂખે સતાવ્યો જ નથી." ઉપમન્યુએ કહ્યું.

"શું?" ગુરુજીએ આશ્ચર્યથી પૂછયું. "આટલી નાની વયમાં તેં ભૂખ પર વિજય મેળવી લીધો?"

ઉપમન્યુએ ધીરેથી કહ્યું, "મેં ગાયનું દૂધ પી લીધું હતું."

ગુરુજી થોડી વાર ચૂપ રહ્યા. ઉપમન્યુ ભોંઠપ અનુભવી રહ્યો હતો. ગુરુજીને ગુસ્સો પણ આવતો હતો અને દુઃખ પણ થતું હતું. તેમણે કહ્યું, "ઉપમન્યુ, મેં જોયું છે કે તું ક્યારેય ખોટું બોલતો નથી, સ્વચ્છ રહે છે, અભ્યાસમાં મન પરોવી રાખે છે, પ્રસન્ન રહે છે. અને બીજાને પણ પ્રસન્ન રાખે છે. પણ તું તારા પેટને એટલો વશ છે કે પેટ પાછળ તું નિયમ પણ ભૂલી જાય છે અને સ્વાર્થી બની જાય છે. તારી જાત પર તારો કાબૂ રહેતો નથી. અને બેટા, મેં તને કેટલી વાર સમજાવ્યું છે કે જે વ્યક્તિનું શરીર એની બુદ્ધિનો આદેશ માનતું નથી એ ગમે તે હદે જઈ શકે છે. મેળો-તમાશો જોવા ખાતર ખોટું બોલશે, ભૂખ શાંત કરવા ચોરી કરતાં પણ નહીં અચકાય અને કિંમતી વસ્ત્રો ખાતર લોકો સાથે દગોફટકો કરતાં પણ નહીં અચકાય. આ બધું શીખવા માટે તારા પિતાએ તને મારે હવાલે કર્યો છે."

ગુરુજીનું મનદુઃખ જોઈને તેમના શાંત સંયતસ્વરને કારણે તો ઉપમન્યુને વળી વધુ શરમ આવી રહી હતી. એને થયું, આના કરતાં ગુરુજી વઢત કે મારી

લેત તો વધુ સારું હતું. એણે મનથી નક્કી કર્યું કે ગુરુજીને દુ:ખ થાય એવું કંઈ જ હવે નહીં કરું.

શરમથી એનો ચહેરો લાલ થઈ ગયો હતો. ગુરુજી સામે જોઈને વાત કરવાનું પણ એને માટે મુશ્કેલ થઈ પડ્યું હતું. પણ હિંમત કરીને એ બોલ્યો, "ગુરુજી, હવેથી તમે જાતે મને નહીં આપો ત્યાં સુધી હું કંઈ પણ મોંમાં નહીં નાખું."

ઉપમન્યુએ એ દિવસે કે એના બીજા દિવસે પણ કંઈ ન ખાધું. ત્રીજે દિવસે એ જંગલમાં ઢોર ચરાવવા ગયો હતો ત્યારે એને કકડીને ભૂખ લાગી. એનાથી ન રહેવાયું એટલે એણે એક ઝાડનાં રસદાર પાન તોડીને ખાઈ લીધાં. પણ કમનસીબે આ પાન ઔષધિનાં હતાં, એની તીવ્ર વાસથી ઉપમન્યુની આંખમાં બળતરા થવા માંડી અને થોડી વારમાં તો એને કંઈ પણ દેખાતું બંધ થયું. એ આંધળો થઈ ગયો હતો કે શું! આ વિચારે ગભરાયેલો ઉપમન્યુ આમતેમ આથડતો આશ્રમ ભણી ચાલવા લાગ્યો. અંધારું થાય તે પહેલાં આશ્રમમાં પહોંચી જવાય તો સારું, એમ એને હતું. પણ એને રસ્તો દેખાતો ન હતો એટલે થોડે દૂર સુધી ગયા પછી એ ભૂલો પડ્યો અને રસ્તે એક ઊંડો ખાડો આવ્યો તેમાં પડ્યો. ભયભીત અને અંધાપાથી ગભરાયેલો ઉપમન્યુ જંગલમાં એકલો હતો; ખાડામાં પડ્યો પડ્યો તે રોવા લાગ્યો. રાતના અંધારાના ઓળા ઝડપભેર આખા જંગલ પર ઊતરવા લાગ્યા હતા.

આશ્રમમાં ધૌમ્ય ઋષિને મોડેથી ખ્યાલ આવ્યો કે હજી ઉપમન્યુ આવ્યો નથી. એમણે બીજા શિષ્યોને પૂછપરછ કરવાં માંડી.

એક શિષ્યે કહ્યું, "એ હંમેશની જેમ જંગલમાં ઢોર ચરાવવા ગયો હતો. ઢોરાં તો પાછાં આવી ગયાં છે પણ ઉપમન્યુ હજી નથી આવ્યો."

ધૌમ્ય એકદમ ઊભા થઈ ગયા. તેમણે કહ્યું, "અંધારું થઈ ગયું છે. ચાલો આપણે એની તપાસ કરીએ."

ગુરુજી અને બીજા શિષ્યો ઉપમન્યુને શોધવા નીકળ્યા. એની હંમેશની જગ્યાઓએ તપાસ કરી પણ ક્યાંય એનો પત્તો ન લાગ્યો. છેવટે ગુરુજી સહુને લઈ



એક નવા રસ્તે લઈ ગયા. રસ્તે ચાલતાં ચાલતાં ગુરુજી મોટેથી બૂમો પાડતા રહ્યા, "ઉપમન્યુ, તું ક્યાં છે? મારો અવાજ તું સાંભળી શકે છે?"

રડતો રડતો થાકીને ઉપમન્યુ ખાડામાં જ ઝોકાં ખાઈ રહ્યો હતો. ગુરુજીનો અવાજ સાંભળી એ ચમકીને જાગી ગયો. એણે ખાડામાંથી બૂમ પાડીને કહ્યું, "ગુરુજી, હું અહીં – આ ખાડામાં છું."

આમ આખરે ગુરુજી અને તેમના શિષ્ય–બાળકોને ઉપમન્યુની ભાળ લાગી. ઝાડઝાંખરાં ઘસાઈને એના શરીરે ઉઝરડા પડયા હતા, એનાં કપડાં ફાટી ગયાં હતાં અને એના ગાલ પર હજી આંસુ ચમકી રહ્યાં હતાં.

"તું આ ખાડામાં શા માટે બેઠો છે, ઉપમન્યુ?" ધૌમ્યે ખાડામાં જોઈને પૂછ્યું.

ઉપમન્યુએ પોતાનું દુઃખ અને સંતાપ સંતાડતાં કહ્યું, "હું મારી ઇચ્છાથી આ ખાડામાં નથી બેઠો. હું પડી ગયો છું. મેં એક ઝાડનાં પાન ખાધાં હતાં એનાથી મારી આંખમાં બળતરા થવા લાગી, પાણી ઝરવા લાગ્યું અને પછી મને દેખાતું બંધ થયું છે. મને લાગે છે હું આંધળો થઈ ગયો છું." આટલું કહી થોડી વાર ઉપમન્યુ ચૂપ રહ્યો. પછી એણે પૂછ્યું, "ઢોર તો બધાં સહીસલામત છે ને?"



ઉપમન્યુને એના સાથી – શિષ્યોએ કહ્યું કે, બધાં ઢોર સહીસલામત પાછાં આશ્રમે આવી ગયાં છે. ધૌમ્યે એને પૂછ્યું, તેં કયા ઝાડનાં પાન ખાધાં છે એ મને કહે. ઉપમન્યુએ ઝાડ અને તેનાં પાનનું વર્ણન કર્યું તે સાંભળ્યા પછી ધૌમ્યે કહ્યું, "તું અહીં જ રહે અને ઈશ્વરને પ્રાર્થના કર કે તારી આંખ સારી કરી દે. તું ખરા હૃદયથી પ્રાર્થના કરીશ તો ઈશ્વર જરૂર તારી વાત સાંભળશે, અને મદદ કરશે. તારી આંખ સારી થાય ત્યારે અથવા તું અંધાપો જીરવી લેવાની શક્તિ મેળવે ત્યારે આશ્રમમાં પાછો આવી જજે."

ઉપમન્યુ સમજી ગયો કે ગુરુજી એની કસોટી કરી રહ્યા છે. ગુરુજીની દયાની યાચના કરવા કે રોવાને એનું મન ન માન્યું; એનું અભિમાન એને આમ કરવા દે એમ ન હતું. ઉપમન્યુએ માથું નમાવીને ગુરુજીનો આદેશ માથે ચડાવ્યો અને હાથ જોડી પ્રાર્થના માટે બેસી ગયો. ધૌમ્ય પોતાના શિષ્યોને લઈ પાછા આશ્રમમાં ચાલ્યા ગયા.

જંગલમાં ઘોર અંધારું છવાઈ રહ્યું હતું. જાતજાતના અવાજ સંભળાઈ રહ્યા હતા. પણ ઉપમન્યુને હવે કોઈ વાતનો ડર રહ્યો ન હતો. હિંમતથી એ દંડ ભોગવવાને તૈયાર થઈ ગયો હતો. પહેલાં એણે મોટેથી પ્રાર્થના કરવા માંડી,



"હે સ્વર્ગના દેવતાઓ, મને મદદ કરો અને મારી દષ્ટિ પાછી આપો. આપ દયાળુ છો, ધૈર્યવાન છો, ન્યાયી છો. મારી મુર્ખાઈભરી ભૂલ માફ કરો. આજે હું જે પાઠ શીખ્યો છું, એ ક્યારેય નહીં ભૂલું."

થોડી વારમાં તો ઉપમન્યુ પ્રાર્થનામાં એકચિત્ત થઈ ગયો. આમ ને આમ કેટલોક વખત પસાર થઈ ગયો. ઉપમન્યુને લાગ્યું કે સ્વર્ગના વૈદ ગણાતા અશ્વિનીકુમારો આવ્યા છે. ગુરુજીએ શીખવ્યું હતું કે અશ્વિનીકુમાર જોડિયા ભાઈ છે, તેઓ સ્વર્ગના દેવોના વૈદ છે. આકાશમાંથી ચમકતા તારકરૂપે સામે આવી તેઓ હવે અશ્વિનીકુમાર રૂપે ઊભા હોય એવો ઉપમન્યુને ભાસ થયો.

"તેં અમને બોલાવ્યા, ઉપમન્યુ?" અશ્વિનીકુમારોએ પૂછ્યું. "તારે શું જોઈએ છે?"

ઉપમન્યુએ તેમને કહ્યુ, "મને મારી દષ્ટિ પાછી આપો. બસ. એટલી જ મારી વિનંતી છે."

અશ્વિનીકુમારોએ હસીને તેને ઔષધિઓના લાડુ જેવું કંઈક આપ્યું અને તે ખાઈ લેવા કહ્યું. ઉપમન્યુ એ લોકોના કહેવા મુજબ મોઢામાં મૂકવા જતો હતો ત્યાં એને, ગુરુજીના આપ્યા વિના મોઢામાં કંઈ પણ નહીં નાખવાની પોતાની પ્રતિજ્ઞા યાદ આવી. એણે ઔષધિ પાછી મૂઠીમાં બંધ કરી દીધી અને હાથ મોં આગળથી પાછો લઈ લીધો.

"આપની ભેટ હું માથે ચડાવું છું અને આપનો હૃદયપૂર્વક આભાર માનું છું." ઉપમન્યુએ કહ્યું.

"તો પછી એ ખાતો કેમ નથી?" અશ્વિનીકુમારોએ પૂછ્યું.

"કારણ કે મેં મારા ગુરુજીને વચન આપ્યું છે કે તેમના આપ્યા વિના હું મોઢામાં કંઈ નહીં મૂકું."

"બીમારીમાં પણ વચન તોડી ન શકાય?" ઉપમન્યુ તરફ ધારી ધારીને જોતાં અશ્વિનીકુમારોએ પૂછ્યું.

"ના. મારા ગુરુજી રજા આપે તો જ હું એમ કરી શકું." ઉપમન્યુએ મક્કમતાથી જવાબ આપ્યો.

એના આ શબ્દો સાંભળી અશ્વિનીકુમારોએ એકબીજાની તરફ જોયું અને



ધીમું હસીને ઉપમન્યુ તરફ જોઈ હાથ ઊંચા કરી તેને આશીર્વાદ આપ્યા. આ પછી તેઓ પાછા આકાશમાં ઊડી ગયા અને ફરી તારક બની ગયા.

ઉપમન્યુએ આંખ ખોલી ત્યારે સવાર થઈ ગયું હતું. પક્ષીઓનો કલરવ શરૂ થઈ ગયો હતો. ઉપમન્યુએ જોયું તો એ હવે બધું જોઈ શકતો હતો. એને એટલો આનંદ થયો કે થોડી વાર તો ખાડામાં પડ્યા પડ્યા આસપાસ જોયા જ કર્યું. ભૂરા આકાશમાં ધોળા રૂ જેવાં વાદળાં કેટલાં સુંદર લાગે છે! આજ પહેલાં ઉપમન્યુએ આટલા ધ્યાનથી વાદળાં જોયાં ન હતાં. ફૂલ આટલાં સુંદર હોઈ શકે એવો પણ આ પહેલાં ક્યારેય એને ખ્યાલ આવ્યો ન હતો. ઊંચાં ઊંચાં ઝાડનાં પાનમાંથી ચળાઈને આવતાં સૂર્યનાં કિરણોના અજવાળામાં નાની કળીઓને ખીલતી એ જોઈ રહ્યો. એક ઝાડમાં કેટલી જાતના લીલા રંગ હોય છે એ ય એણે આજે જ જોયું. પહેલાં ક્યારેય ન જોયેલી કુદરતની અજાયબીઓ જોતાં કલાકોના કલાકો એ આમ પડ્યો રહી શકે એમ હતું.

પણ હવે આશ્રમમાં પહોંચવું જોઈએ. આ ખ્યાલ આવતાં જ ઉપમન્યુ ઊઠ્યો. અચાનક એને ખ્યાલ આવ્યો કે એના હાથની બંધ મૂઠીમાં કંઈક હતું. એણે વિચાર્યું, અશ્વિનીકુમારોએ આપેલી ઔષધિ હશે.

મૂઠી ખોલ્યા વિના જ ઉપમન્યુ ખાડામાંથી બહાર નીકળી આશ્રમ તરફ દોડ્યો. એ એટલો ખુશ હતો કે એને થાક, ભય કે ભૂખ કશાની અસર ન હતી. એનામાં એક નવી સ્ફૂર્તિ આવી ગઈ હતી. આશ્રમમાં પહોંચતાં જ ઉપમન્યુ સીધો ગુરુજી પાસે ગયો.



"હું આવી ગયો છું, ગુરુજી. અશ્વિનીકુમારોએ મને મારી દૃષ્ટિ પાછી આપી છે. એ લોકોએ મને કંઈક ખાવા આપ્યું હતું પણ મેં ખાધું નથી. જુઓ, હજી મારી મૂઠીમાં છે." ઉપમન્યુએ ગુરુજીની નજર સાથે નજર મેળવતાં કહ્યું અને હાથની મૂઠી ખોલી. પણ જોયું તો એની મૂઠીમાં માટીનો ગોળો હતો.

"મને સ્વપ્નું તો નથી આવ્યું ને?" કંઈક અજાયબીથી એણે ગુરુજી સામે જોઈ કહ્યું.

ધૌમ્યે કહ્યું, "ના. તારે માટે એ સ્વપ્નું ન હતું. સાચી ઘટના હતી. તારી દૃષ્ટિ તને પાછી મળી એ વાત જેટલી સાચી છે એટલી જ અશ્વિની-કુમારોના મેળાપની ઘટના સાચી છે." આટલું કહી ગુરુજીએ જરા હળવેથી પૂછ્યું, "તારી ભૂખનું કેમ છે, ઉપમન્યુ?"

ઉપમન્યુ જવાબ આપે એ પહેલાં તેમણે કહેવા માંડ્યું "અમે પણ કોઈએ કાલે રાત્રે ખાધું નથી. અમારામાંથી બહુ થોડાને રાત્રે ઊંઘ આવી હશે. ચાલ, આપણે સહુ સાથે બેસીને દહીંભાત ખાઈ લઈએ."

## બકાસુરવધ

પાંડવો અને કૌરવો પિતરાઈ ભાઈઓ હતા. કૌરવોની ગાદી પર પોતાનો પણ અધિકાર છે એ સ્થાપિત કરવા પાંડવોએ કૌરવો સાથે યુદ્ધ કર્યું. આ યુદ્ધના અંતે પાંડવોમાંના મોટાભાઈ યુધિષ્ઠિર હસ્તિનાપુરના રાજા બન્યા. પણ કુરુક્ષેત્રની લડાઈ તરીકે ઓળખાતા આ યુદ્ધ પહેલાં કૌરવોએ પાંડવોનો નાશ કરવા કેટલાય દુષ્ટ પ્રયાસો કર્યા હતા.

આવા જ એક દુષ્ટ પ્રયાસમાંથી પાંડવો સહીસલામત બચી નીકળ્યા તે પ્રસંગની આ કથા છે. બચી નીકળીને પાંચેય ભાઈઓ તેમની માતા સાથે એકચક્ર ગામમાં પહોંચ્યાં. ગામ અત્યંત શાંત હતું. એટલે રખડપાટથી થાકેલા ભાઈઓએ, કૌરવો તેમને શોધી કાઢે ત્યાં સુધી આ ગામમાં જ શાંતિમાં દિવસો ગુજારવાનું નક્કી કર્યું. ગામમાં ઘર શોધતાં શોધતાં છેવટ તેમને એક ગ્રામવાસી મળ્યો જેણે તેમને પોતાના ઘરમાં જગ્યા આપવાનું કબૂલ કર્યું.

પાંચ પાંડવોમાં વચેટ ભાઈનું નામ ભીમ હતું. એક વાર ભીમ અને માતા કુંતી વાતો કરી રહ્યાં હતાં ત્યારે તેમને કાને કોઈનો રોવાનો અવાજ આવ્યો.



કુંતી તરત ઊઠયાં અને કોણ રડે છે, શા માટે રડે છે તેની તપાસ કરવા નીકળ્યાં. તેઓ પોતાના યજમાનના ઘર પાસેથી પસાર થઈ રહ્યાં હતાં ત્યારે તેમણે કંઈક વાતચીત થતી સાંભળી.

"હવે અહીંથી કયાંય જવાય એમ નથી. બહુ મોડું થઈ ગયું છે." પુરુષ બોલી રહ્યો હતો. "આપણે કોઈ એકબીજા વિના રહી શકીએ એમ નથી. એટલે હવે અહીં આપણે સહુએ મરવાનું જ છે. હું તો પહેલેથી કહેતો હતો કે ચાલો, આ ગામ છોડીને બીજે કયાંય જઈ વસીએ. પણ તું ન માની. હું અહીં જ જન્મી છું અને અહીં જ મરીશ એમ કહેતી રહી. તારી આ ઇચ્છા પાર પડવાનો વખત આવી ગયો છે. તું જ નહીં, આપણે ચારેય જણા અહીં મરીશું."

કુંતીમાતા આ શબ્દોનો અર્થ સમજવાનો પ્રયત્ન કરતાં ત્યાં જ ઊભાં. એટલામાં સ્ત્રીનો અવાજ સંભળાયો :

"આપણે બન્ને અને આપણાં બાળકો અહીં સાથે જ મરીએ તો એથી રૂડું શું ? પણ કમનસીબે આપણામાંથી એકે જ મરવાનું છે. આપણામાંથી કોણ જાય એ વાતનો હું કયારની વિચાર કરું છું. આ નાનાં નાનાં છોકરાંમાંથી કોઈને મોકલવાની તો કલ્પના પણ કરી શકાય એમ નથી. એટલે રહ્યાં આપણે બે. ત્યારે તમને ગુમાવીને આ બે બાળકોને હું શી રીતે સંભાળી શકું ? મારી આજીવિકાનું શું ? હું પ્રામાણિકપણે રોજી મેળવવા શું ધંધો કરી શકવાની હતી ? એકલે હાથે આ નાનકડા બાળને ઉછેરવાનું કે દીકરીને પરણાવવાનું કામ મારાથી શી રીતે થશે ? એટલે સારામાં સારો રસ્તો એ છે કે હું જાઉં. તમે બાળકોને જોજો. તમારી ઇચ્છાવિરુદ્ધ અહીં રહેવાનો આગ્રહ મેં રાખ્યો હતો, એને માટે આ રીતે મને સારી સજા મળશે. આમાં હા-ના કરવાનો કે દલીલચર્ચા કરવાનો અર્થ નથી."

હવે કુંતી સમજી ગયાં કે પોતાને આશ્રય આપનાર આ દયાળુ કુટુંબ પર કોઈ ભયાનક આફત તોળાઈ રહી છે. આ લોકોને કંઈ મદદ કરી શકાય



એમ હોય તો તે પૂછવાના ઇરાદે કુંતી આગળ વધી રહ્યાં હતાં ત્યાં તેમણે પુત્રીનો અવાજ સાંભળ્યો. માતાપિતા બન્ને રહે અને નાના ભાઈને સંભાળે એ માટે પોતાનો ભોગ આપવા એ માતાપિતાને સમજાવી રહી હતી.

કુંતીએ હવે વધુ રોકાયા વગર તેમની સામે જઈને કહ્યું, "આ રીતે તમારા ઘરમાં ઘૂસી આવી છું તે ધ્યાનમાં ન લેશો. મેં તમારી વાત સાંભળી લીધી છે. તમારા દુઃખનું કારણ મને જણાવશો તો હું બનશે તો તમને મદદ કરીશ. તમારા માથે તોળાઈ રહેલો ભય આપણે સહુ સાથે મળીને જરૂર દૂર કરી શકીશું."

"તમારા આવા માયાળુ શબ્દો સાંભળીને બહુ સારું લાગે છે બહેન, પણ અમને કોઈ કાળાં માથાંનો માનવી મદદ કરી શકે એમ નથી. એક માત્ર ભગવાન જ અમને મદદ કરી શકે એમ છે." પુરુષે કહ્યું.

"પણ મને વાત તો કરો." કુંતીએ આગ્રહ કર્યો.

"વાત એમ છે કે અમારા દેશનો રાજા નબળો છે. રાજ્ય કેમ ચલાવવું એ એને આવડતું નથી. મોજશોખ એને ગમે છે. આળસુ પણ છે એટલે તેણે પોતાના વતી રાજ્ય ચલાવવા કેટલાક સૂબા નીમ્યા છે. આ ગામ અને આસ-પાસના પ્રદેશોનો સૂબો બક નામનો રાક્ષસ છે. મોટા પહાડ જેવો ઊંચો પૂરો



છે. એ ચાલે ત્યારે ધરતી ધમધમ ધ્રૂજે છે, એ બોલે છે તો આકાશમાં વિહરતાં પક્ષીઓ ગભરાઈને ઊડી જાય છે. અમારે રોજ એને એક ગાડું ભરીને ભાત, બે પાડા અને એક માણસ ખોરાક તરીકે મોકલવાનો હોય છે. એમાં જ અમારી સલામતી છે. રોજ એક એક ઘેરથી એક માણસ બકને મોકલવો એમ સહુએ મળીને નક્કી કર્યું છે, આમાં કાલે અમારો વારો છે. ઘરમાં અમે ચાર જણા છીએ. અમારામાંથી કોણ જાય એ અમે નક્કી કરી રહ્યા છીએ.''

આવી ભયંકર વાત સાંભળી પહેલાં તો શું કહેવું એ જ કુંતીને સૂઝ્યું નહીં. પણ તે સાથે આ લોકોને મદદ કરવાનો એમનો નિર્ણય વધુ દૃઢ બન્યો. એમણે ખૂબ વિચાર કરીને છેવટે કહ્યું, ''તમે માનો તો મને એક રસ્તો સૂઝે છે.''

''અમે તો કંઈ વિચાર જ નથી કરી શકતાં. એટલે તમે જે કહેશો એ અમે તો માની લેશું.''

''તો સાંભળો,'' કુન્તીએ કહેવા માંડ્યું, ''તમારે એક જ દીકરો છે અને તે ય નાનો છે. મારે મોટા મોટા પાંચ દીકરા છે. એમાંથી એકને ગાડું ભરીને ભાત અને પાડાઓ લઈને મોકલીએ.''

આ વાત સાંભળતાં જ પેલા પુરુષે કાને હાથ દીધા.

''તમારી વાત હું સાંભળવા પણ નથી માગતો. તમારા દીકરાનો ભોગ આપી અમારે બચી જવાનો વિચાર કરવો એ ય ખોટું.''

કુંતીએ એને શાંત પાડતાં કહ્યું, ''તમે મારા દીકરાઓને ઓળખતા નથી. એમાંનો એક તો આ કામ માટે બરાબર લાયક છે.'' પોતાના આ દીકરાનાં પરાક્રમોની યાદ આવતાં કુંતીએ અભિમાન અનુભવ્યું અને સ્મિત કરીને કહ્યું, ''આ દીકરો મને ઓછો વહાલો છે એવું પણ નથી. પણ રાક્ષસોને મારવાનો એને બહુ અનુભવ છે. એ છે પણ ઊંચો પૂરો રાક્ષસ જેવો અને વાયુદેવતા જેટલી એની ઝડપી ગતિ છે. એટલે કહું છું કે એને બક પાસે જવા દો.''

આટલી વાત કરી કુંતી પોતાના ઘરમાં પાછાં આવ્યાં અને પોતાના પુત્રોને બકની વાત કરવા લાગ્યાં. વાત પૂરી કરીને તેમણે કહ્યું, "મેં મારા એક દીકરાને રાક્ષસ પાસે મોકલવાનું વચન આપ્યું છે." માના આ શબ્દો સાંભળી ભીમ બોલ્યો, એણે કહ્યું, "તેં મને મોકલવા ધાર્યો છે ને, મા? તારું ધારેલુ કામ થઈ ગયું એમ ગણી લેજે."

બીજે દિવસે ભીમે બક પાસે જવાની બધી તૈયારી કરી લીધી અને આનંદથી જંગલમાં બક જ્યાં રહેતો હતો ત્યાં જવા નીકળ્યો. બક પોતાના ઘરની બારીમાંથી જોઈ જ રહ્યો હતો કે ક્યારે એનો ખોરાક આવે. આજના ખોરાકમાં આવેલા માણસની ઊંચાઈ અને જાડાઈ જોઈ એ ખુશ થયો. એને થયું, આજે સારું પેટ ભરાશે. પણ ત્યાં એને કંઈક ખૂટતું હોય એવો ખ્યાલ આવ્યો. અરે, પાડા ક્યાં?

હજી તો બક આ વિચાર કરે છે ત્યાં એણે જોયું કે ભીમ કેળનું પાન સામે મૂકીને બેઠો છે અને ગાડામાંથી મૂઠી ભરી ભરીને ભાત લઈ લઈને ખાવા માંડ્યો છે. બકને આ જોઈ ખૂબ ગુસ્સો આવ્યો. એ જોઈ રહ્યો હતો અને ગાડામાંનાં ભાત, શાક અને બીજી ખાદ્યાખોરાકીની વસ્તુઓ ફટાફટ ખાલી થતી જતી હતી.

હવે બકથી ન રહેવાયું. એ જોરથી રાડ પાડતો આગળ વધ્યો અને ભીમથી થોડે દૂર જઈને ઊભો. ભીમે એના થાંભલા જેવા પગ જોયા. પણ એ તો ગાડામાંથી ભાત લઈને ખાતો જ રહ્યો. બક વધુ નજીક આવ્યો.

"બકનો ગુસ્સો વહોરી લેવાની હિંમત કરનાર હે મૂરખ, તું કોણ છે? તને મારા ખોરાક તરીકે મોકલવામાં આવ્યો છે એ તું નથી જાણતો? મારા માટેના પાડા ક્યાં છે?" બકે ગુસ્સાથી બરાડો પાડ્યો.

પણ ભીમ તો ખાતો જ રહ્યો. "પાડા નથી." એણે ખાતાં ખાતાં ટૂંકો ને ટચ જવાબ આપ્યો.

"નથી એટલે શું?"



"ગામમાં પાડા ઘટી ગયા છે." ભીમે જરાય ગભરાયા વિના ઠંડે પેટે જવાબ આપ્યો. "અમારે પણ ગાય, ભેંસ, બળદ, પાડા બધાં જ જનાવરોની જરૂર હોય છે. અમારા ગામનાં છોકરાંને દૂધ જોઈએ, અમારે પણ ખેતર ખેડવાનાં હોય છે."

ગુસ્સાનો માર્યો બક કંઈ બોલી ન શક્યો અને ભીમ તરફ ધસ્યો. પણ ભીમના પેટનું પાણી પણ ન હાલ્યું. ભીમની પાછળ જઈ બકે એને ઉઠાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે ભીમને જમીનથી એક તસુ પણ ઊંચો ઉઠાવી ન શક્યો. વધુ ગુસ્સે થઈને બકે પોતાના રાક્ષસી પંજાથી ભીમની ગરદન પર પ્રહાર કર્યો.

ભીમે એનો હાથ પકડી જાણે માખી ઉડાડતો હોય એમ એને ધક્કો માર્યો. "ચાલ, જા જા હવે. નકામો મને ગુસ્સે ન કર. તું મારી ખાવાની મજા બગાડે છે."

ભીમે જે સહેલાઈથી એને દૂર ધકેલ્યો એ જોઈ બક તો એવો ચકિત થઈ ગયો કે એ ચૂપચાપ એક તરફ ઊભો રહ્યો. ભીમે એની નજર આગળ આખું ગાડું ખાલી કર્યું અને ખાઈને લડવાની તૈયારી કરતાં ભીમે કહ્યું, "તૈયાર છે? ચાલ, એક દાવ ખેલી લઈએ."

બક એકદમ ભીમ તરફ કૂદ્યો. પણ વીજળીની ચપળતાથી ભીમ ખસી ગયો અને બકને જમીન પર પાડી નાખી તેના પેટ પર બેસી ગયો. બક જેમ તેમ કરીને ભીમને ખસેડીને ઊઠ્યો, એક ઝાડ મૂળમાંથી ઉખેડીને ભીમ તરફ ધસ્યો. ભીમે પણ એક જ હાથેથી બીજું એક ઝાડ ઉખેડ્યું અને બીજે હાથે

બકને આગળ વધતો રોક્યો. આમ બન્ને ઝાડથી લડવા લાગ્યા. લડાઈમાં થતા હોકારા–પડકારાના અવાજથી આસપાસનાં પક્ષીઓ ઊડીને દૂર જઈને બેઠાં અને લડાઈ જોવા લાગ્યાં. ભીમ અને બકની લડાઈથી માઈલોના માઈલો સુધી ધરતી ધ્રૂજવા લાગી.





થોડી વારમાં બક થાકી ગયો. કેમ કરીને ભીમના રાક્ષસી પંજામાંથી છૂટું એમ એ વિચારવા લાગ્યો. પણ ભીમ એમ એને જવા દે એવો ન હતો. બક ભાગવા માટે પાછો ફરતો કે ભીમ એને ખેંચીને સામો લાવતો અને વળી બેચાર પ્રહાર કરી લેતો. ભીમનો છેલ્લો પ્રહાર એટલો જોરદાર હતો કે બક પડી ગયો. હવે ભીમ એના પર ચડી બેઠો. જંગલના વાઘ અને સિંહ પણ ગભરાઈને ગુફામાં ઘૂસી જાય એવી ભયંકર રાડ નાખીને બક મરણ પામ્યો.

બકની આ રાડ સાંભળી તેનાં સગાંસંબંધીઓ ત્યાં દોડી આવ્યાં અને ભીમને પગે પડી દયાની યાચના કરવા લાગ્યાં.

ભીમે કહ્યું, "તમે એક શરતે આ જંગલમાં રહી શકો છો. અને તે એ કે તમારે માણસ ખાવાનું બંધ કરવું. નહીં તો એકચક્ર ગામના એક પણ માણસને



હાથ લગાડતાં પહેલાં તમારે મારો સામનો કરવો પડશે.”

બકનાં કુટુંબીજનોએ ભીમની આ શરત કબૂલ કરી લીધી.

પછી ભીમ બકના મૃત-દેહને ઘસડીને ગામ સુધી લઈ ગયો. ગામની સીમમાં એણે બકનો દેહ છોડી દીધો. પછી કુંતીમાતાને આ શુભ સમાચાર આપવા એ ઘેર ચાલ્યો ગયો.



## ખાંડવવન-દહન

કુરુક્ષેત્રનું યુદ્ધ પૂરું થઈ ગયું હતું. હસ્તિનાપુરની રાજગાદી પર યુધિષ્ઠિર બિરાજમાન હતા. એ પછીના સમયની આ વાત છે.

કૃષ્ણ અને અર્જુન એક વાર યમુના નદીના કિનારે બેઠા હતા. નદી પરથી વહેતો પવન શાંતિ અને સ્ફૂર્તિદાયક હતો. આમ પણ યુદ્ધ પછી જીવન શાંતિપૂર્ણ બની ગયું હતું. પરાક્રમ અને સાહસના શોખીનોને આવું જીવન કેમ ગમે?

બન્ને જણા નવા મંત્રીઓ અને દરબારીઓ વિષે ચર્ચા કરી રહ્યા હતા. ત્યાં તેમણે એક ઊંચા માણસને તેમના તરફ આવતો જોયો. આ માણસ ખાનદાન પણ મુશ્કેલીમાં મુકાઈ ગયો હોય એવો દેખાતો હતો. એક ડગલું ભરતાં પણ તકલીફ થતી હોય એમ મહામુશ્કેલીએ એ ડગલાં ભરતો હતો. કૃષ્ણ અને અર્જુનની પાસે આવીને એણે કહ્યું, "હું ભૂખ્યો છું. મને ખાવાનું આપો."

કૃષ્ણ અને અર્જુન સાથે જ બોલી ઊઠયા, "તમે બેસો અને આરામ કરો. ત્યાં અમે તમારા ભોજનની વ્યવસ્થા કરીએ છીએ. તમને પેટપૂરતું અને ધરાઈને ખાવા જેટલું ભોજન મળે એવી વ્યવસ્થા અમે કરીશું."

પણ પેલા અજાણ્યા માણસે માથું હલાવીને કહ્યું, "મારે એવો સાદો ખોરાક નથી જોઈતો. તને મને ન ઓળખ્યો? હું અગ્નિ છું."

કૃષ્ણ અને અર્જુને ધારી ધારીને જોયું. ખરેખર એ અગ્નિદેવતા જ હતા. પણ એટલા બદલાઈ ગયા હતા કે ઓળખી શકાતા ન હતા. ઓળખાણ પડતાં જ બન્નેએ અગ્નિદેવને પ્રણામ કરીને બેસાડ્યા અને કુશળસમાચાર પૂછ્યા. હમણાં કંઈ તબિયત ઠીક નથી રહેતી કે શું? કઈ જાતનો ખોરાક તમને અનુકૂળ આવશે? વગેરે સવાલો તેમને પૂછ્યા અને ખાતરી આપી કે તમારી ઇચ્છા પ્રમાણેનું ભોજન ગમે ત્યાંથી હાજર કરી આપશું.



અગ્નિદેવતાએ કહ્યું, "મારા ભોજન માટે બહુ મહેનત કરવી પડે એમ નથી. ભોજન તો તૈયાર જ છે."

"ક્યાં છે?"

"ખાંડવવન."

"ખાંડવવનમાં તમારું ભોજન છે, એમ?"

"ના. ખાંડવ વન એ જ મારું ભોજન છે."

"શું કહ્યું? તમે આખું જંગલ ખાવા માગો છો!" કૃષ્ણે નવાઈ પામીને પૂછ્યું.

"હા. હું તમને એનું કારણ સમજાવું," અગ્નિએ કહ્યું. "તમે શ્વેતકી રાજાનું નામ સાંભળ્યું છે?"

"હા. જેણે યજ્ઞયાગાદિ માટે ખ્યાતિ પ્રાપ્ત કરી છે એ જ ને?" અર્જુને પૂછ્યું.

"એ જ. શ્વેતકી જરૂર સ્વર્ગમાં જશે. પણ એ પૃથ્વી પર છે ત્યાં સુધી એના રાજ્યમાંનો એક પણ બ્રાહ્મણ એની સાથે નહીં બોલે."

"કેમ?" અર્જુને સવાલ કર્યો.

"કેમ કે એ બધા શ્વેતકીને ત્યાં કામ કરી કરીને આંધળા થઈ ગયા છે." અગ્નિએ ખુલાસાથી સમજાવીને કહ્યું, "દિવસોના દિવસો સુધી ધુમાડા કાઢતા અગ્નિ સામે બેઠા બેઠા મંત્રોચ્ચાર કરવાના હોય તો બીજું થાય પણ શું? ધુમાડો થાય એમાં મારો વાંકેય શું છે? રાજ્યમાં સૂકાં લાકડાં ખલાસ થઈ ગયાં એટલે એ લોકો મને લીલાં લાકડાંનો ભોગ આપવા માંડ્યા. પછી ધુમાડો ન થાય તો શું થાય? બિચારા બ્રાહ્મણોની આંખ અને ગળામાં ધુમાડો ગયો. છેવટે ગયા વખતના યજ્ઞમાં તો રાજાને પાડોશી રાજ્યમાંથી બ્રાહ્મણો બોલાવવા પડ્યા હતા."

"એનો અર્થ કે ઘણા લાંબા વખતથી યજ્ઞયાગાદિ થઈ રહ્યાં છે." અર્જુને કહ્યું.

"લાંબો વખત? અરે, વર્ષોનાં વર્ષો કહો. એક યજ્ઞ પૂરો થાય અને શ્વેતકી રાજા બીજો યજ્ઞ આરંભે. ક્ષત્રિય રાજાઓ માટેના પાંચ મહાયજ્ઞ શ્વેતકીએ કરી લીધા. તે પછી, એણે સહસ્ત્ર બ્રાહ્મણોને દાન આપવા માટેનો વિધિ કરાવ્યો. એ પછી વળી રાજ્યનાં સ્ત્રીબાળકો સુખી અને નિરોગી રહે એ માટે યજ્ઞ કરાવ્યો."

"ધાર્મિક અને ગુણી રાજા માટે પણ આટલું બધું તો વધુ પડતું કહેવાય." કૃષ્ણે ગંભીરતાપૂર્વક કહ્યું.

"અને એનાથી મારી કેવી હાલત થઈ છે એ તો જુઓ. હું આવ્યો ત્યારે તમે મને ઓળખી પણ ન શક્યા." અગ્નિએ નિઃસાસો નાખીને કહ્યું. "એક પછી એક થતા પૂજાપાઠ અને યજ્ઞમાં મારા પર ડબ્બાઓ ભરી ભરીને ઘી હોમવામાં આવ્યું છે. કલ્પના કરો, આટઆટલું ઘી ખાવું એટલે શું? મારો વાન બદલાઈ ગયો છે. જોયું? મારો પ્રકાશ અને લાલાશ ક્યાં ગયાં? મને પોષક અને સારો ખોરાક જ મળતો નથી. મને એટલે તો નબળાઈ લાગે છે."

"એટલા માટે તમે ખાંડવવન ખાવા માગો છો?"

"હા. આ પણ એક કારણ છે. મારે ખાવી છે એ દરેક વસ્તુ ખાંડવ-વનમાં છે. સૂકાં ઝાડ મારો કોળિયો બનતાં જ કડ કડ અવાજ કરશે. જીભ જેવા મારા લપકારામાં લીલા છોડવા-વેલીઓ બધું ઝડપાઈ જશે. અને વચ્ચે વચ્ચે પશુઓની ચરબી અમૃત સમાન બની રહેશે."

"તમે આને એક કારણ કહો છો તો બીજું પણ કોઈ કારણ છે કે?" અર્જુને પૂછ્યું.

ખાવાની વાત નામરજીએ પડતી મૂકી અગ્નિએ કહ્યું, "હા. બીજું એક કારણ પણ છે. અને તે એ છે કે ખાંડવવનમાં ઇન્દ્રભગવાનની સરહદ્દી ચોકી છે. આટલા સત્તાશાળી અને શક્તિશાળી ઇન્દ્રભગવાન શેનાથી ડરે છે એ જ હું સમજી નથી શકતો. જ્યારે જુઓ ત્યારે ઇન્દ્ર પૃથ્વી અને સ્વર્ગમાં લોકો તેમની ગાદી પચાવવા માગતા હોવાની શંકા સેવતા હોય છે અને એવી વ્યક્તિઓની શોધમાં જ પડ્યા હોય છે. એમને જ્યાં હોય ત્યાં દુશ્મન જ દેખાય છે."

"ખાંડવવનમાં ઇન્દ્રના મિત્રો અને ચોકીદારો છે એમ જ તમે કહેવા માગો છો ને?" કૃષ્ણે સવાલ કર્યો.

"હા, અને તેમનો નેતા કોણ છે જાણો છો? તક્ષક."

"શું કહો છો?" અર્જુને આશ્ચર્યથી પૂછ્યું. "સર્પરાજ જાસૂસ બન્યા છે?"

"ના. પોતે નથી બન્યા. એમની સાથે મારે કોઈ ઝઘડો નથી. અમારા તો રસ્તા જ જુદા છે. પણ જંગલમાં વસતા તેમના સેવક સર્પોને ઝાઝી સમજ નથી. એમાં વળી રાક્ષસો, રાક્ષસીઓ, પિશાચો શું શું જંગલમાં નથી હોતું? કેટલાંય વિચિત્ર જાતનાં પક્ષીઓ, હિંસક જનાવરો જંગલમાં ફરતાં હોય છે. આને લીધે રાત આખી જંગલમાંથી એવા બિહામણા અવાજો આવતા હોય છે કે ભલભલા લોકો થર થર ધ્રૂજે છે. આનું કાંઈક કરવું જોઈએ."

"પણ આવડું મોટું જંગલ આખું તમે ખાઈ શકશો એમ તમને લાગે છે?" અર્જુને કંઈક શંકાથી પૂછ્યું.



"અરે હા રે," અગ્નિએ હોઠ પર જીભ ફેરવતાં કહ્યું, "પણ મારે મદદ જોઈશે." મેં સાત સાત વાર એકલા જઈને પ્રયત્ન કર્યો છે, પણ કંઈ કરી ન શક્યો. નિરાશ થઈને હું બ્રહ્મા પાસે ગયો. એમણે મને કહ્યું, "કૃષ્ણ અને અર્જુન પાસે જા અને તેમની મદદ માગ. એટલે તમારી પાસે આવ્યો છું. તમે મને મદદ કરશો ?"

અર્જુન શું નિર્ણય કરે છે એ જોવા કૃષ્ણ રોકાયા. ખાંડવવન એના રાજ્યનો પ્રદેશ હતો.

અર્જુને થોડી વાર વિચાર કર્યા પછી કહ્યું, "અમે તમને જરૂર મદદ કરીશું, પણ અમારે થોડાં સાધનો ભેગાં કરવાં પડશે. આ ધનુષ્ય કરતાં મોટું ભારે ધનુષ્ય જોઈએ. ભાથામાં વધારે તીર જોઈશે, રથ જોઈશે. પણ તે રથ એવો કે જેને પવનગતિ ધરાવતાં એકદમ ધોળા ઘોડા ખેંચતા હોય. તેમની દોડ સાથે માઈલો સુધી ધૂળની ડમરી ઊડે એવા ઝડપી ગતિના ઘોડા હોય તો જ આ કામ થાય. કૃષ્ણને પણ કંઈ થોડાંઘણાં સાધનો જોઈશે. તમે અમને આ સાધનો-ની મદદ કરો તો અમે તમને ખાંડવ-વનનું ભક્ષણ કરવામાં મદદ કરીએ."



"કૃષ્ણને તો ચક્ર જ જોઈશે." અગ્નિએ કહ્યું, "હું પોતે જ કૃષ્ણને ચક્ર આપીશ. પણ તારે જે વસ્તુઓ જોઈએ છે તેને માટે મારે વરુણને કહેવું પડશે."

કૃષ્ણને તો અગ્નિએ પોતે જ ચક્ર આપ્યું. આંગળી પર ગુમાવીને ચક્ર દુશ્મન તરફ છોડવામાં આવે તો દુશ્મનનું માથું ધડથી જુદું કરીને ચક્ર પાછું હાથમાં





આવી જાય એવું જાદુઈ હતું.

અર્જુનને વરુણદેવે દૈવી ધનુષ્ય અને તીર આપ્યાં. આ તીરનું ભાથું જાદુઈ હતું. એક તીર કાઢો કે એની જગ્યાએ બીજું તીર આવી જતું. વિશ્વમંડળની રચના કરનારા વિશ્વકર્માએ બનાવેલો રથ પણ અર્જુનને મળ્યો. આ રથને ધોળા ઘોડા જોડવામાં આવ્યા હતા. જે વાયુગતિએ દોડતા હતા. આ ઉપરાંત વરુણદેવે અર્જુનને મોટી ગદા આપી. આ ગદાને ઉઠાવતાં જ તે વાદળના ગડગડાટ જેવો જોરદાર અવાજ કરતી.

અર્જુને પોતાનું બખ્તર પહેર્યું. ભેટે તલવાર બાંધી, હાથ પર નરમ ચામડાંનાં મોજાં પહેરી લીધાં, રથ બરાબર તપાસી જોયો અને પછી અગ્નિને કહ્યું, "હવે અમે તૈયાર છીએ. તમે જાવ અને જંગલ ઘેરી લ્યો. હું અને કૃષ્ણ સરખી જગ્યા જોઈ ગોઠવાઈ જઈશું. તમને તમારુ ખાંડવનું ભોજન મળી જશે એની હું તમને ખાતરી આપું છું."

અગ્નિદેવે ખાંડવવનને ચારે તરફથી ઘેરી લીધું. કૃષ્ણ અને અર્જુને પણ બરાબર જોઈને જગ્યા લઈ લીધી.

આગની અને ધુમાડાની ગંધ આવતાં જ હજારો નાનામોટા, રંગબેરંગી જીવો નાસવાનો રસ્તો શોધવા લાગ્યા. કેટલાકનાં માથાં મોટાં હતાં, કેટલાકને એક જ આંખ હતી. કેટલાકને મોટી મોટી પાંખો હતી, તો કેટલાકના પંજા મોટા હતા. કેટલાક તો ડરના માર્યા એવા ભાગ્યા કે સીધા આગમાં જ પડયા અને તેમનાં શરીર મશાલની જેમ ભડકે બળવા લાગ્યાં. આગ હોલવવા આ બધા જીવ ઘાસ પર આળોટવા લાગ્યા, પણ આગ તો વધુને વધુ ફેલાતી રહી. મોટે મોટેથી દુઃખ અને દર્દની ચીસો નાખતા એ સહુ મરણને શરણ થયા.



મોટી મોટી પાંખવાળાં વિચિત્ર પક્ષીઓ કાળાં વાદળાંની જેમ આકાશમાં ઊડવા લાગ્યાં. પણ કૃષ્ણ અને અર્જુનનાં બાણથી આ પક્ષીઓ આગમાં હોમાવા લાગ્યાં અને પળ વારમાં તો બળીને ભડથું થઈ ગયાં. જંગલનાં ઊંડાણમાં કેટલાંય પશુઓ ફાટી આંખે આગની લપેટોને પાસે ને પાસે આવતી જોઈ સ્થિર થઈને ઊભાં રહી ગયાં. સર્પો ઘાસવાળી જગ્યામાંથી સરકીને આગમાંથી બચી બહાર નીકળવા પ્રયાસ કરતા હતા. પણ અગ્નિ ખૂબ સાવચેત હતા. તેમણે ઘાસ જ બાળી નાખ્યું અને સાથે સર્પો પણ બળી ગયા.

અત્યંત ગરમીને લઈને જંગલનાં તળાવો અને ઝરણાંઓનાં પાણી પણ ઉકળવા લાગ્યાં. અંદર સંખ્યાબંધ માછલીઓ એકસામટી મરવા લાગી, તેમનાં શરીર પાણી પર તરવા લાગ્યાં.

માંસ બળવાની વાસથી જંગલ આખું ભરાઈ ગયું. આસપાસનાં ગામોના લોકો ઘરબાર ખાલી કરીને નાસી ગયા.

આકાશમાંથી દેવો પણ ઘડીભર આ દેખાવથી પ્રભાવિત થઈને જોવા ઊભા રહ્યા અને પછી બધા સાથે મળીને ઇન્દ્રભગવાન પાસે ગયા. ઇન્દ્ર ખૂબ ગુસ્સે થઈ ગયા.

"શું કહ્યું?" ઇન્દ્ર ગુસ્સામાં બરાડી ઊઠ્યા, "પેલા ઘીખાઉ અગ્નિએ ફરી ખાંડવવનના મારા થાણા પર આક્રમણ કરવાની હિંમત કરી? હું અને તક્ષક મળીને એને એવો પાઠ શીખવશું કે જિંદગીભર યાદ કરશે."

"તક્ષક ખાંડવમાં નથી, ભગવન્ તેઓ હજી કુરુક્ષેત્રથી પાછા આવ્યા નથી. અને આવ્યા હોત તોપણ ખાંડવને બચાવવું મુશ્કેલ થઈ જાત."

"કેમ?"

"કારણ કે અગ્નિ એકલો નથી. કૃષ્ણ અને અર્જુન તેમને મદદ કરી રહ્યા છે. તેમનો રથ ભડકે બળતા ખાંડવવન પાસે ઊભો છે."

ઇન્દ્રભગવાન ઘડીક વિચારમાં પડ્યા. કૃષ્ણ અને અર્જુન વિખ્યાત યોદ્ધા હતા. તેઓ અજેય ગણાતા હતા. પણ દેવોના અધિપતિ ઇન્દ્રને ગુમાન તો એટલું હતું કે તેમણે એક કાંકરે બે પક્ષી મારવાની પ્રતિજ્ઞા કરી. જંગલને બળતું બચાવવું, કૃષ્ણ તથા અર્જુનને હરાવવા અને સર્વશ્રેષ્ઠ યોદ્ધા બનવું.

આ નિર્ણય કરીને ઇન્દ્રે કામની શરૂઆત કરી. પોતાના પક્ષના દેવોને ઇન્દ્રે આજ્ઞા કરી કે ખાંડવ પર માઈલોના માઈલો સુધી ઘેરાં વાદળ છાઈ દો, જે આજ્ઞા મળતાં જ વરસવા માંડે.

આકાશમાં વાદળાં ઘેરાવાં માંડયાં એટલે કૃષ્ણ તથા અર્જુને જંગલનાં ઝાડવાંની ઉપર પણ વાદળાંની નીચે અસંખ્ય બાણ વરસાવ્યાં. આ બાણ વાદળાંની નીચે જોડાજોડ આડાં ગોઠવાઈ ગયાં અને જંગલ પર જાણે છાપરું બની ગયું. આ બાણ એટલાં તો જોડાજોડ હતાં કે વાદળ વરસવા લાગ્યાં ત્યારે પણ વરસાદનું પાણી તેમાંથી ટપકી શકયું નહીં. બાણનાં છાપરા પરથી સરકીને જંગલને છેડે બધું પાણી જમા થઈ ગયું. જોતજોતામાં તો ત્યાં મોટી નદી બની ગઈ. જંગલમાંથી નાસતા જંગલી જીવો બંને બાજુથી સપડાઈ ગયા. એક તરફ આગ હતી તો બીજી બાજુ પાણી. આમ આગ અથવા પાણીથી



તેમનો નાશ થયો.

આ પછી ઇન્દ્રે મૃત્યુના દેવતા યમરાજ, ધનના દેવતા કુબેર, પવનના દેવતા વાયુ અને એવા બીજા પોતાના પક્ષના દેવતાઓને યુદ્ધ કરવા બોલાવ્યા. અને ઐરાવત પર ચઢી પોતે જ તેમના નેતા બની યુદ્ધના મેદાનમાં આવ્યા, પણ કૃષ્ણ અને અર્જુને એ બધાનો બરાબર સામનો કર્યો. ઇન્દ્રને પણ કૃષ્ણ અને અર્જુને હરાવ્યા. પણ ઇન્દ્ર જીવ બચાવવા માટે લડાઈનું મેદાન છોડીને ભાગ્યા નહીં. કારણ કે તેમણે તક્ષકને વચન આપેલું કે ગમે તે ભોગે તક્ષકનાં સ્ત્રી-પુત્રને બચાવીશ. તક્ષકની મદદના બદલામાં ઇન્દ્રે આ વચન આપ્યું હતું.



તક્ષકની પત્નીએ ઇન્દ્રના હાથી ઐરાવતને જંગલની ઉપર ભ્રમણ કરતો જોયો કે તરત એ આગની જ્વાળાઓ વચ્ચે રસ્તો કરતી આવી. એની સુંદર મુલાયમ ચામડી આગની ગરમીથી તતડી ગઈ. અર્જુને એને આકાશમાં ઉપર ચડતી જોઈ અને તરત એને બાણથી વીંધવા તૈયાર થયો. પણ કૃષ્ણે એને રોકચો. કૃષ્ણે આકાશમાં ઉપર જતી સર્પિણીને સંબોધીને કહ્યું, "તક્ષકપત્ની, તારો પુત્ર ક્યાં? મને કેમ દેખાતો નથી? પોતે જાન બચાવવા ભાગી રહી છે અને પુત્રને પાછળ મરવા માટે મૂકી જાય છે કે શું?"







"મારો પુત્ર મારા પેટમાં છે." તક્ષકની પત્નીએ જવાબ આપ્યો, "એને આગની જ્વાળાઓથી બચાવવા માટે હું એને ગળી ગઈ છું. એને મારતાં પહેલાં તમારે મને મારવી પડશે."

આ સાંભળીને અર્જુને ધનુષ્ય મૂકી દીધું.

ખાંડવવન પંદર દિવસ સુધી બળતું રહ્યું. લોહી, માંસ અને ચરબી પૂરતા પ્રમાણમાં ખાધા પછી અગ્નિનું મન ધરાયું. થાકીને અગ્નિએ પોતાની લીલા સંકેલી દીધી. પંદર દિવસે આગ શાંત થઈ ત્યારે એક કાળે માઈલો સુધી ફેલાયેલું ગીચ વસ્તીવાળું આ જંગલ રાખથી છવાઈ ગયું હતું. બિલકુલ ઉજ્જડ બની ગયું હતું.



Printed at Jupiter Offset Works, Delhi-110032